પરિમલ ગ્રંથાવલિ : ૧

# રૂપાનો ઘંટ

અને બીજી વાતો

લખનાર

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ



# કથિતવ્ય

હળવી તથા ગંભીર, રૂપકાત્મક તથા ઘટનાત્મક, કટાક્ષાત્મક તથા વિનોદાત્મક; બીજી રીતે કહું તો માનવજીવનવિષયક તથા સંસાર–સમાજવિષયક, રહસ્યપ્રધાન તથા મનોરંજનપ્રધાન, સત્યમૂલક તથા કલ્પનામૂલક; અને ત્રીજી રીતે કહું તો મૌલિક તથા અનુવાદિત: એવી વીસ વાર્તાઓનો આ વિવિધતાયુક્ત સંગ્રહ છે.

'નવલિકા' અથવા 'ટૂંકી વાર્તા'ની વ્યાખ્યા, સંયોજના અને રસનિષ્પત્તિ વિષે વિવેચકોએ સારી પેઠે લખ્યું છે; પરન્તુ સ્વ૦ મટુભાઈ કાંટાવાળાએ એક જ વાક્યમાં તેના વિશિષ્ટ ગુણ તથા સ્વરૂપને સમજાવતાં કહેલું: "ટૂંકી વાર્તા એટલે લેમન–ડ્રૉપ." લેમન–ડ્રૉપનો રંગ આકર્ષક હોય છે, આકાર મર્યાદિત–મોંમાં નાંખીને ચગળી શકાય તેવડો હોય છે, સ્વાદ મધુર–ખટાશ મિશ્રિત ગળપણવાળો હોય છે; તેથી મુખમાં નવો રસ ઉત્પન્ન થાય છે, અને પીગળી ગયા પછી પણ મોંમાં તેનો સ્વાદ રહી જાય છે. આ સંગ્રહમાં આવેલી ટૂંકી વાર્તાઓ વાંચી ગયા પછી પ્રકાશકને માલૂમ પડ્યું કે લેમન–ડ્રૉપની જ ન્યૂનાધિક ગુણવત્તા તેમાં રહેલી છે, અને રંગ આકાર તથા સ્વાદ ઉપરાંત જીવનોપકારક ઔષધિગુણ પણ તેમાં છે: તે પક્ષપાતે તેનું પ્રકાશન કરવા માટે તેમને ઉત્સાહિત કર્યા. પરિણામે આજના વિષમ સમયમાં તે પ્રસિદ્ધ થાય છે.

છેલ્લાં દસેક વર્ષમાં આ વાર્તાઓ છૂટક–છૂટક લખાયેલી

અને જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધિ પામેલી, તેમાંની કોઈ કોઈમાં થોડો સુધારો કરીને આ ગ્રંથમાં તે સંગ્રહી છે. તેમાંની મોટા ભાગની વાર્તાઓ મૌલિક છે. કઈ વાર્તા ક્યારે લખાઈ અને ત્યાર પછી કેટલા સમયે પ્રસિદ્ધિ પામી તેની નોંધ રાખી શકાઈ નથી. કેટલીક કથાઓનાં સંયોજન પાછળની વિચારસરણી પણ ઝાંખી બની ગએલી, તે આજે તાજી કરવા યત્ન કરું છું.

"રૂપાનો ઘંટ", "સ્વપ્નમાધુરી", "સાહેબની પેન", "કાકાનો વારસો" અને "જીવવાની આવડત" એ અભ્યાસ તથા દર્શને સુઝાડેલી કલ્પનાની ઇમારતો છે. "સાપનો ભારો" અને "સજીવ સૌંદર્ય" એ સત્યઘટનાવલંબી વાર્તાઓ છે. "ગુંગળામણ" "ભોગદાસી", "નરકમાંથી સ્વર્ગમાં", "મઝિયારો" અને "લગ્ન-સંસાર" એનાં બીજ વર્તમાન લોકજીવનમાંથી મળેલાં છે. "માથું વાઢે તે માલ કાઢે" એ એક સાંભળેલી લોકકથાને અન્યથા ઘટાવીને લખેલી મનોરંજક કથા છે. "નવલિકાકાર", અને "ચોકબજારની વેશ્યા" મરાઠી ઉપરથી, "પત્નીઘાતક" હિંદી ઉપરથી અને "શાન્તિશ્ચિરંગેહિની", "વનમાંથી નગરમાં" "મૃત્યુનું કારણ" તથા "વહેવાઈ" એ ચાર વાર્તાઓ અંગ્રેજી ઉપરથી અનુવાદિત કિંવા સંયોજિત કરેલી છે.

રસ કે રંજનનું પ્રમાણ આ સંગ્રહમાંની કોઈ વાર્તામાં ન્યૂન હશે, કોઈમાં અધિક હશે, પરંતુ એકકે વાર્તાનો ધ્વનિ કુપથ્યકારક નથી એટલો વિશ્વાસ છેવટે કથિતવ્ય રહે છે.

ગિરધરનગર, શાહીબાગ,
અમદાવાદ
તા. ૧-૭-૧૯૪૨

ચુનીલાલ વર્ધમાન શાહ

# અનુક્રમ





રાજાપુર જૂનું ગામ હતું ને અત્યારે તે ભાંગીને ભૂકો થઇ ગયું હતું. ગામમાં વાણિયાનાં દસેક ઘર હતાં, બ્રાહ્મણનાં પાંચેક ઘર હતાં, પચાસેક કોળીઠાકરડાનાં ઘર હતાં, થોડાં ઢેડનાં ઘર હતાં અને થોડાં ઘર ખેડૂતોનાં હતાં. તે ઉપરાંત કુંભાર, હજામ, ઘાંચી વગેરે વસવાયાંનાં ઘર પણ દસબારેક હતાં. બધાંનો આધાર ગામની ખેતી ઉપર હતો અને ખેતીનો આધાર વરસાદની મહેર ઉપર હતો. વાણિયાનો વેપાર, બ્રાહ્મણનાં પૂજાપાઠ કે ઢેડની ખાદીની ખપત, બધાં યે સારા વરસમાં ઠીક ચાલતાં અને નબળા વરસમાં સૌ માંડમાંડ નિભાવ કરીને બીજા વરસ ભેગાં થતાં.

સાંજનો વખત હતો. રાજાપુર ગામની વચ્ચે રામજી મંદિર આવેલું હતું. મંદિરનો એક મોટો ચોરો હતો. અત્યારે મંદિરમાં સંધ્યાઆરતી ચાલી રહી હતી. મંદિરના મહંત ૮૦ વરસની વયના હતા, પરંતુ કોણ જાણે આરતી વખતે વગાડવામાં આવતો કાંસાનો ઘંટ તો કદાચ મહંત કરતાંયે વધારે ઘરડો હશે. જ્યારે આરતી થતી અને આરતી વખતે એકઠા થતા ભક્તોમાંનો કોઈ એ ઘંટ વગાડતો ત્યારે ગામના લોકોને ત્રાસ થતો. મંદિરમાં એક બીજી

હલકી ઝાલર હતી, એક ટોકરો ટાંગેલો હતો, પરંતુ એ બેઉના અવાજને આ ઘરડા ઘંટનો અવાજ ઢાંકી દેતો હતો. તેનો અવાજ તેના વજન પ્રમાણે પ્રચંડ હતો, પરંતુ તે એકબે ઠેકાણે ફૂટેલો હતો અને તેથી તેના ઉપર લાકડાની કે ધાતુની હથોડીની ઠોક પડતાં એવો ખોખરો અને કર્ણકટુ અવાજ થતો કે સૌના કાન ત્રાસી જતા હોય એમ જણાતું. કેટલાંયે વરસથી આરતી વખતે મંદિરમાં એ જ ઘંટ વપરાતો.

મહંત રામદાસજી વૃદ્ધ થયા હતા, તોપણ તેમનામાં તેમની વયના પ્રમાણમાં સારું સામર્થ્ય ટકી રહેલું હતું. કામ કરતાં તેમને કોઈ દિવસ થાક લાગતો નહિ. આટલી વયે પણ તે તુલસીકૃત રામાયણની કથા નિયમિત રીતે રોજ કરતા અને ખેતીની મોસમમાં કદાચ કોઈ કથા સાંભળવા ન આવે તોપણ પોતાની શિષ્યા પાર્વતી અને તેના દસ વરસના બાળકપુત્ર કૃષ્ણદાસને બેસાડીને તેમને રામાયણની કથા તે સંભળાવતા ત્યારે જ તેમને સંતોષ થતો. તેમનાં દાઢીમૂછ સફેદ થઈ ગયાં હતાં. તેમનું હૃદય પવિત્ર હતું. પાર્વતીની વય પણ અત્યારે ચાળીસેક વરસની હતી અને તે ગરીબ બ્રાહ્મણી હોઈને આઠેક વર્ષ પહેલાં પોતાના પુત્રને લઈને મંદિરને આશરે રહી વૃદ્ધ રામદાસજીની સેવાશુશ્રૂષા કરતી તેમજ રસોઈ કરી મહંતને જમાડતી. તે પણ પવિત્રહૃદયા અને મહંત ઉપર અત્યંત સેવાભક્તિ ધરાવનારી બાઈ હતી. રામદાસજી એટલા સરળ, દયાળુ અને આનંદી હતા કે ગામના લોકોની તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધાભક્તિ હતી, ને જેમ માતા પાસે બાળક પોતાનું હૃદય ખોલે તેમ ગામના લોકો રામદાસજી પાસે બેધડક પોતાનું હૃદય ખોલી શકતા.

રાજાપુરના એક વણિક રાજપાળે આરતી થઈ રહ્યા પછી રામદાસજીને કહ્યું: “હેં બાપજી, આ જૂના ઘંટને હવે તમે ક્યારે

વિદાયગીરી આપશો ? તેનો પ્રચંડ અને ખોખરો અવાજ જ્યારે જ્યારે સાંભળીએ છીએ ત્યારે ત્યારે ત્રાસ થયા વિના રહેતો નથી, બાપજી !"

"ભાઈ!" રામદાસજીએ હાથમાંની આરતી ભક્તોમાં ફેરવતાં કહ્યું: "મારા મનમાં ય એ વાત સાલે છે. મારા ઉમંગની તો તું વાત જ ના કરીશ. હું જ્યારથી પાટણના રામજી મંદિરમાં રૂપાના ઘંટની ધુનિ સાંભળી આવ્યો છું ત્યારથી મને તો રૂપાનો ઘંટ લાવવાનું મન થયું છે. પણ શું કરું ? આ વરસ નબળું છે. રૂપાના ઘંટ માટે કાંઈ નહિ તો બસો રૂપિયાની ચાંદી જોઈએ અને પચાસ રૂપિયા મજૂરીના આપવા પડે. કુલ્લે અઢીસો રૂપિયા આપણા ગામમાંથી એકઠા કરવા એ કાંઈ સહેલું કામ નથી. હવે તો જ્યારે વરસ સારું આવે ત્યારે હું બધા ભક્તોને એકઠા કરીને શુકન નાંખવાનો છું કે તમે બધા મળીને એક રૂપાના ઘંટની જોગવાઈ કરી આપો."

રાજપાળ બોલ્યો: "અરે બાપજી ! એમાં તે શી મોટી વાત છે ? અઢીસો રૂપિયા તો હું ગામમાંથી એકઠા કરી આપું."

રામદાસજી બોલ્યા: "હમણાં રહેવા દે બાપુ ! દિવાળી પછી એકઠા કરજે. બિચારા લોકોને ખાવાનાં સાંસાં હોય, ત્યાં લોકો ઘંટ માટે કેવી રીતે પૈસા આપી શકશે ?"

"મને યત્ન તો કરવા દો, પછી વાત."

બીજા દિવસથી રાજપાળે રૂપાના ઘંટ માટે નાણાં એકઠાં કરવા માંડયાં. સોએક રૂપિયા એકઠા થયા, પરંતુ દુકાળનું વરસ હોવાથી ખેડુતો પૈસા તો આપી શકયા નહિ પણ કોઇએ ઘઉં, તો કોઈએ પાલી બાજરી, કોઇએ ચણા, તો કોઇએ રૂ આપવાની ઇચ્છા દર્શાવી. રાજપાળે તે બધું એકઠું કરીને તે વેચી તેના પૈસા

કરવા માંડ્યા. બહુ મહેનતે ત્રણ મહિને બસો રૂપિયા એકઠા થઈ શક્યા અને રાજપાળે તે રૂપિયા રામદાસજીને ચરણે ધર્યા. લોકોની ભક્તિના દર્શનથી ગદ્‌ગદ્‌ કંઠે રામદાસજીએ એ પૈસા સ્વીકાર્યા.

(૨)

બીજે દિવસે રામદાસજી ગામમાંથી એક ટટ્ટુ માંગી લાવ્યા અને તે ટટ્ટુ ઉપર બેસી પાટણ જવા નીકળ્યા. રૂપાનો ઘંટ વાગશે અને આખું ગામ તેના મધુર રણકારથી ગાજી ઊઠશે, ત્યારે પોતાને કેવો આનંદ થશે તેનો વિચાર કરતા તે રસ્તો કાપવા લાગ્યા. પાટણ હવે બહુ દૂર રહ્યું નહોતું. એટલામાં એક નાળાને કાંઠે તેમણે ઓડ લોકોનો ઉચાળો પડેલો જોયો અને ત્યાંથી થોડે દૂર એક બળદનું મુડદું પડેલું જોયું. નાળાના કાંઠા ઉપર એક વૃદ્ધ પુરુષ અને એક વૃદ્ધ સ્ત્રી રડતાં બેઠાં હતાં તે પણ રામદાસજીના જોવામાં આવ્યાં. તે નાળામાંથી એક તેરચૌદ વર્ષની બાળા તરત બહાર આવી અને અશ્રુપૂર્ણ નેત્રે રામદાસજી તરફ જોઈને બોલી: "બાપજી, અમને કાંઈ આપો! અમે વખાનાં માર્યાં માનવી છીએ."

બાળાનો કંઠસ્વર અત્યંત મધુર હતો. તેની અશ્રુપૂર્ણ આંખો દયાજનક હતી. તેનો વર્ણ સુંદર નહોતો પરંતુ અવયવો સુંદર હતાં. તેણે મેલું લાલ વસ્ત્ર પહેરેલું હતું. તેની આંખો વિશાળ અને તેજદાર હતી. કરુણારસની એ સાક્ષાત્‌ મૂર્તિને નાળામાંથી બહાર આવેલી જોતાં જ રામદાસજીએ ટટ્ટુને ઊભું રાખ્યું. તેની ભિક્ષાયાચનાથી રામદાસજીનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે પોતાની પાસેની રૂપિયાની થેલીમાંથી એક રૂપિયો બહાર કાઢ્યો અને તે રૂપિયો પેલી બાળાને તે આપવા જતા હતા, એટલામાં તેનું આંસુભીનું વદન જોઈને તેમને કાંઈ વિચાર આવ્યો. રૂપિયો હાથમાં જ રાખીને તેમણે એ બાળાને તેમની

હાલની સ્થિતિ સંબંધે કેટલાક પ્રશ્નો કર્યાં. બાળા ડૂસકાં ભરતી બોલી: "મારો ભાઇ પાટણના રાજાની કેદમાં પડ્યો છે એટલે અમારી આવી ખરાબ દશા થઈ છે."

"કેમ, તેને કેદમાં કેમ જવું પડ્યું ?"

"શી ખબર, તેને કેમ કુબુદ્ધિ સૂઝી! પણ અમારું દુર્ભાગ્ય હશે એટલે તેને આ કુબુદ્ધિ સૂઝી એમ જ માનવું પડે છે. એક વાર અમે ભૂખ્યાંતરસ્યાં બેઠાં હતાં, એવામાં મારો ભાઈ કોઈના ઘરમાંથી કાંઈ ખાવાનું ચોરીને લઈ આવ્યો અને તે પકડાયો એટલે તેને કેદમાં પુરાવું પડ્યું. અમારો ધંધો માટીનાં ઘર બાંધવાનો અને તળાવ ખોદવાનો છે, પરંતુ દુકાળનું વરસ હોવાથી કશો કામધંધો મળતો નથી, એટલે ભીખ માંગીને અમારે નિર્વાહ કરવો પડે છે. ભાઈ કેદમાં ગયો એટલે અમે પાટણ છોડ્યું. એ દિવસથી અમે ભૂખ્યાં છીએ."

રામદાસજીએ કોથળીમાંથી બીજો રૂપિયો કાઢ્યો અને હવે બે રૂપિયા તે બાળાને આપવાનો તેમણે વિચાર કર્યો. તે બાળાની તરફ તે કરુણાપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યા, એવામાં તે ફરીથી બોલી: "અમે મજૂરી કરી શકીએ, પરંતુ દુકાળનું વરસ હોવાથી મજૂરી મળતી નથી અને અમારા જેવા અજાણ્યા અને ભટકતા લોકોને કોઈ ચાકરી આપતું નથી. હવે તો અમે જ્યાં જઇએ છીએ ત્યાંથી લોકો ચોર કે ઠગારા કહીને અમોને હાંકી કાઢે છે. અમારા ગાડાને બે બળદ હતા. એક બળદ થોડા વખત ઉપર મરી ગયો હતો, છતાં એક બાજુએ બળદ અને બીજી બાજુએ મારા ઘરડા બાપ જોડાઇને અમારૂં ગાડું ચલાવતા. પરંતુ હવે બીજો બળદ પણ મરી ગયો છે એટલે અમારી દુર્દશાનો પાર રહ્યો નથી. શી ખબર, હજી પ્રભુ અમારી ઉપર કેવાં યે વીતક વીતાડશે!" એમ કહીને બાળા રડવા લાગી અને હાથ વડે આંસુ લૂછવા લાગી.

રામદાસજીએ કહ્યું: "બેટા, તું પાટણમાં મારી સાથે ચાલ. હું તને નોકરીમાં રખાવીશ."

"બાપજી, પાટણમાં તો અમારાથી હવે અવાશે નહિ. મારો ભાઈ કેદમાં ગયો હોવાથી અમને બધાંને પાટણના લોકો ચોર લેખે છે. બીજું તો કાંઈ નહિ, પણ બેચાર મહિના ચાલે એટલા પૈસા અમારી પાસે હોય તોયે અમે આવતા વરસભેગાં થઇએ, અને વરસાદપાણી થાય એટલે અમને ધંધો તો મળી રહેશે. બે દુબળાપાતળા બળદ લેવા જેટલા પૈસા પણ અમારી પાસે નથી."

રામદાસજીએ હાથમાંના બે રૂપિયા પાછા થેલીમાં નાંખ્યા અને બાળાને પૂછ્યું: "બેટા, તને શ્રી રામનો ભરોસો છે ને?"

"બાપજી, શ્રી રામ અમને આવા વખતમાં સહાય કરે તો હું તેના ઉપર ભરોસો રાખું અને તેની ભક્તિ કરૂં; તે વિના તેની ભક્તિ કરવી કોને ગમે?"

રામદાસજી મનમાં હસ્યા. બાળા રામદાસજીના વદન ભણી જોઈ રહી હતી. તેમણે કહ્યું: "બેટા, તું ડાહી છોકરી છે, તો હું કહું છું તેમ બોલ!"

"શું બોલું?"

"હે દયાળુ પ્રભુ! તારા પર મારી પૂરી ભક્તિ છે, તો અમારા પર દયા કર."

રામદાસજીએ કહ્યા પ્રમાણે બાળા બોલી નહિ પણ તેની બેઉ આંખો પુનઃ અશ્રુથી ભરાઈ ગઈ. તે જોઇને રામદાસજીનું હ્રદય દ્રવી ઊઠ્યું. તેમણે પોતાના ગજવામાંથી રૂપિયાની આખી થેલી કાઢીને બાળાને આપી દીધી!

બાળાએ તે થેલી લીધી અને બોલી: "બાપજી! તમે

મમારી ઉપર શ્રી રામ કરતાં પણ મોટે ઉપકાર કર્યો છે!"

દયાળુ પ્રભુના રાજ્યમાં અકિંચન, અભાવપીડિત, જેને ખાવા અન્ન પણ મળતું નથી એવાં દીનદરિદ્ર લોકો વિષે વિચાર કરતા રામદાસજીએ પોતાના ટટ્ટુને આગળ ચલાવ્યું. તે દીન બાળાની કરુણમૂર્તિ હજી તેમનાં માનસચક્ષુની સામે જ રહેલી હતી. તે અજ્ઞાન મૂઢ બાળાના અંતઃકરણમાં દયાઘન પ્રભુ પવિત્ર પ્રકાશ રેડે, એવી પ્રાર્થના કરતા રામદાસજી આગળ ચાલતા હતા. તે બાળાને ધર્મનું થોડું પણ શિક્ષણ મળ્યું જણાતું નહોતું. મારા ઉપદેશથી કદાચ તે પ્રભુને ઓળખતાં શીખશે' એવો વિચાર તેમને આવ્યા કરતો હતો.

જતાં જતાં મનમાં કાંઈ વિચાર આવવાથી રામદાસજી એકાએક ચમકયા. હવે પાટણ જવાની કાંઈ જરૂર નહોતી એમ તેમને લાગ્યું. પોતાની પાસેના બધા પૈસા પોતે પેલી છોકરીને આપી દીધા એટલે હવે ગામના લોકોએ કહ્યા પ્રમાણે નવો રૂપાનો ઘંટ પોતે કેવી રીતે ખરીદી શકશે એ પ્રશ્ન તેમની સમીપે આવીને ઊભો! જે રસ્તે તેઓ આવ્યા હતા તે રસ્તે તેમણે હવે પાછું ચાલવા માંડયું. એક અજાણી અને ભિખારી છોકરીને પોતે પારકી રકમ આપી દીધી તેનો જ વિચાર હવે તેમને થવા લાગ્યો. તેમને લાગ્યું કે પોતે રાજપુરના લોકોનો એ રીતે વિશ્વાસઘાત કર્યો હતો. જો હવે તે બાળા મળે તો તેને બધી હકીકત કહીને તેની પાસેથી એ થેલી પાછી માંગી લેવાનો વિચાર કરતા તે ટટ્ટુને ઉતાવળે ચલાવવા લાગ્યા; પરંતુ તે જગ્યાએ આવતાં તેમને જણાયું કે પેલા બળદના મુડદા સિવાય બીજું કશું હવે ત્યાં નહોતું!

પોતાના અવિચાર માટે હવે રામદાસજીને પસ્તાવો થવા લાગ્યો. પોતે મોટું પાપ કર્યું છે અને પ્રભુ તેનો બદલો

પોતાને આપ્યા વિના રહેશે નહિ એજ વિચાર તેમને ડંખવા લાગ્યો. પોતે પૈસાનું એક ગરીબને દાન કર્યું, પણ પોતાને તેમ કરવાનો અધિકાર નહોતો માટે તે પાપજ હતું એમ જણાતાં તેમના અફસોસનો પાર રહ્યો નહિ. હવે આ પ્રકાર કેવી રીતે ગુપ્ત રાખવો તેનો વિચાર તેમને થઈ પડયો. થએલું નુકસાન કેવી રીતે વાળવું તેની તેમને ચિંતા થવા લાગી. ત્યાંસુધી લોકોને શું કહીને સમજાવવા તેનો વિચાર પણ તેમને થવા લાગ્યો.

સંધ્યાની આરતી થઈ ગયા પછી રામદાસજી મંદિરમાં પાછા આવ્યા. તેમને જોઇને પાર્વતીને આશ્ચર્ય થયું. તેણે પૂછયું: "બાપજી! એટલી વારમાં પાછા કેમ આવ્યા? ઘંટ લઇને આવ્યા?"

પોતાની જિંદગીમાં પહેલી જ વાર રામદાસજી જૂઠું બોલ્યા: "હું તો અધવચથી જ પાછો આવ્યો. રસ્તામાં મને પાટણનો એક વેપારી મળ્યો. તેણે કહ્યું કે આજે તો કોઇ મોટો શેઠ મરી જવાથી પાટણનું ચાંદીબજાર બંધ છે, એટલે પછી પાટણ જવાનું શું કામ? વળી કોઈવાર ફુરસદનો વખત લઈને જઈ આવીશ, પણ હું અધવચથી આવ્યો છું એવું તું કોઈને કહીશ નહિ હોં, બેટા પાર્વતી!"

(૩)

બીજે દિવસે સવારે રામદાસજી રોજના નિયમ પ્રમાણે કથા કરવા બેઠા નહિ. ઓરડાનાં દ્વાર બંધ કરીને તે આખો દિવસ અંદર બેસી રહ્યા.

સાંજની આરતી વખતે લોકો એકઠા થયા ત્યારે તેમણે રામદાસજીને રૂપાના ઘંટ વિષે પૂછયું. રામદાસજીને જવાબ આપવાનું બહુ મુશ્કેલ લાગ્યું. પરંતુ હવે તેમને જૂઠાણાની પરંપરા જ ચલાવવી પડી: "ઘંટ તૈયાર મળ્યો નહિ, એટલે સોનીને ઘડવા આપ્યો છે."

"હવે તે ક્યારે તૈયાર થઇને આવશે, બાપજી?"

"પાંચસાત દિવસમાં જ આવી જશે; પણ મારો વિચાર એવો છે કે ઘંટ તૈયાર થયા પછી તેના ઉપર '**श्री राम**'ના નામના એક હજાર ને એક શબ્દો કોતરાવવા, અને તેમ કરવાથી કદાચ થોડા દિવસ વધારે થશે." રામદાસજીએ જવાબ આપ્યો.

"ત્યારે તો લોકોએ આપેલા પૈસાનો બહુ સારો ઉપયોગ થશે."

આરતી થઈ રહ્યા પછી રામદાસજીએ પોતાના રહેવાના ઓરડામાં પ્રવેશ કરતાં પાર્વતીને પૂછ્યું: "બેટા પાર્વતી! મારી આ સોનામાં ગૂંથેલી તુલસીદળની માળા વેચી નાખીએ તો બસો રૂપિયા ઉપજે, નહિ વારુ?"

પાર્વતી હસીને બોલી: "ના બાપજી! તેના તો પચીસ રૂપિયા પણ પૂરા ન ઉપજે. તેમાં એક તોલાથી વધારે સોનું નહિ હોય."

ચિંતાપૂર્ણ સ્વરે રામદાસજી બોલ્યા: "આજથી હું ઘી દૂધ નહિ ખાઉં અને રોજ એક વાર જમીશ. લોકો તરફથી આપણને જે અનાજ, દૂધ, ઘી વગેરે મળે છે તેમાંથી એ રીતે જે કાંઈ બચે તે તારે પાટણ જઇને વેચી આવવું."

પાર્વતી બોલી: "બાપજી, આપ પાટણ જઇને આવ્યા ત્યારથી આપના મનની સ્થિતિ મને વિચિત્ર થઈ ગએલી જણાય છે. કાંઈ પણ અનિષ્ટ પ્રકાર બન્યો હોય એવું મને જણાય છે. હવે શું બન્યું છે તે મને આપ જરા પણ શંકા રાખ્યા વિના કહો."

રામદાસજીનું મન પાર્વતીના શબ્દો સાંભળીને મોકળું થયું. તેમણે બધી ખરી વાત પાર્વતીને સ્પષ્ટ રીતે કહી દીધી. પાર્વતી

બોલી: "હું બધું યે સમજી, બાપજી ! આપે કહ્યું તેમાં મને કાંઈ નવાઈ લાગી નથી. આપની વિલક્ષણ દયાને લીધે કોઈ વાર આવો અનર્થ થશે એવું હું ધારતી જ હતી. જ્યાંસુધી આપ બસો રૂપિયા એકઠા કરી શકો નહિ, ત્યાંસુધી હું લોકોને ગમે તેમ સમજાવીને દિવસ કાઢીશ; તમે જરા પણ ચિન્તા કરશો નહિ."

ત્યારપછી ચિત્રવિચિત્ર કારણો બતાવીને પાર્વતી લોકોને સમજાવવા લાગી અને દહાડા કાઢવા લાગી. રામદાસજી ખાવાપીવામાં સંયમ કરીને બન્યું તેટલું ઘી અને અનાજ બચાવવા લાગ્યા.

કેટલાક દિવસ ગયા પછી પાર્વતીએ એવી વાત ફેલાવી કે ઘંટ તૈયાર થયો હતો પણ તેનો ઘાટ રામદાસજીને નહિ ગમવાથી તેને ગાળી નંખાવી ફરીથી ઘડવા આપ્યો છે.

એ વાત ઉપર લોકોને થોડા દિવસ લટકાવ્યા પછી પાર્વતીએ એવું નિમિત્ત કાઢ્યું, કે ઘંટ તૈયાર થયો છે, પરંતુ તે ઉપર 'રામ' નામના એક હજાર ને એક શબ્દો કોતરવા માટે તે ભૂજ મોકલ્યો છે; કારણકે, ભૂજની કારીગરી વખણાય છે. લોકો તે બધું સાચું માનીને શાંત રહ્યા. રામદાસજીને હવે વિશ્વાસઘાત સાથે અસત્યકથન પણ ખૂંચવા લાગ્યું. ચિંતાને લીધે તેમનું મગજ ભમવા લાગ્યું.

રામનવમી નજીક આવવા લાગી, એટલે લોકોએ એવી ઈચ્છા પ્રદર્શિત કરી કે તે જ દિવસની આરતીમાં નવો ઘંટ વગાડવાનું મુહૂર્ત સચવાય તો ઠીક. પણ રામદાસજીએ કહ્યું કે એ મુહૂર્ત જળવાય તેવો સંભવ નથી. ઉપરાઉપરી વાયદા થવાને લીધે હવે તો રાજાપુરના લોકો પણ આશ્ચર્ય દર્શાવવા લાગ્યા હતા. થોડા વધુ દિવસ ગયા અને લોકો પ્રકટ રીતે રામદાસજી પાસે અધીરાઈ

દર્શાવવા લાગ્યા અને રામદાસજી તેથી ગભરાવા લાગ્યા. હવે તેમણે પાર્વતીને કહ્યું: "આ ઉદ્વેગ મારાથી વેઠાતો નથી; હું તો હવે લોકોને સ્પષ્ટ રીતે કહી દઇશ કે મારે હાથે આવો અપરાધ થયો છે."

પાર્વતીએ કહ્યું: "બાપજી! હવે ગામમાં આપની નિંદા થવા લાગી છે. હજી ઘીઅનાજના માત્ર પચીસ રૂપિયા એકઠા થયા છે. આજે હું બીજો સામાન વેચવા પાટણ જનાર છું તેથી કદાચ બીજા દસપંદર ઉપજશે. હવે રામનવમી સુધી રાહ જુઓ." રામનવમીને માત્ર બે જ દિવસ રહ્યા હતા.

પાર્વતી અનાજ ને ઘી વેચવા ગઈ, ત્યારે રામદાસજીએ પોતાની કંઠી પણ પાર્વતીને આપી અને તે વેચી આવવા કહ્યું. પાર્વતીએ ખિન્ન હૃદયે રામદાસજીની કંઠી લીધી અને તે પાટણ ગઈ.

(૪)

આજે રામનવમીનો દિવસ હતો. તહેવારનો દિવસ હોવાથી આરતી વખતે જ સંખ્યાબંધ લોકો મંદિરમાં એકત્ર થયા. રૂપાનો ઘંટ આવે વખતે પણ આવી ન પહોંચ્યો તેથી લોકોનાં મન ખિન્ન હતાં. આજે તો કેટલાકોએ નિશ્ચય કર્યો હતો કે હવે રામદાસજી પાસેથી બરાબર જવાબ લેવો અને જો તે ઘંટ ન બતાવે તો તેમની પાસેથી રૂપિયા પાછા માંગવા. રામદાસજીએ આરતીની તૈયારી કરવા માંડી પણ તેમનું મોં બહુ જ ફિક્કું પડી ગયું. તે સમજી પણ ગયા હતા કે આજે પોતાનું બધું પોકળ વેરાઈ ગયા વિના રહેવાનું નથી. રામદાસજી આરતીના દીવા પ્રકટાવવા લાગ્યા એટલે તેમની આસપાસ લોકો ટોળે મળ્યા.

એક જણ બોલ્યો: "બાપજી—"

રામદાસજીએ અધવચથી જ જવાબ આપવા માંડચો: "હે બેટા! મારે આજે સૌને એક વાત કહેવાની છે." એમ બોલતાં આરતીના દીવા પ્રકટચા અને તે આરતી હાથમાં લેવા લાગ્યા.

"પણ બાપજી! હવે તો—"

પરંતુ એટલામાં તો અંદરથી રૂપાના ઘંટનો મધુર રણકાર આવવા લાગ્યો! આખું મંદિર એ રણકારથી ગાજી રહ્યું. લોકો મંત્રમુગ્ધ બની ગયા. રામદાસજીને ખુલાસો પૂછવા અધીરા થએલા લોકો કેવળ સ્તબ્ધ બની ગયા. કેટલાકો એકબીજાનાં મોં સામે જોઈ રહ્યા. રામદાસજીએ હાથમાં પકડેલી આરતી પણ સ્થિર થઈ ગઈ.

લોકો બોલ્યા: "અહા! બાપજી કેવો સરસ ઘંટ લાવ્યા છે! શો મધુર તેનો રણકો!"

રામદાસજી મનમાં બોલ્યા: "આ શી પ્રભુની લીલા! ઓ પ્રભુ! શું છેલ્લી ઘડીએ તેં સેવકની લાજ રાખી?"

રામદાસજી આરતી ઉતારવા લાગ્યા અને લોકો આરતી ગાવા લાગ્યા. આજે ફૂટેલા ઘંટનો કર્કશ ધ્વનિ કોઈને કાને પડચો નહિ. રૂપાના નવા ઘંટનો મધુર સ્વર આજે સૌનાં મનને આનંદિત કરી રહ્યો. લોકો રામદાસજી ઉપર પ્રસન્ન થઈ તેમના પગે પડવા લાગ્યા. રામદાસજીની આંખો આંસુથી છલાછલ ભરાઈ ગઈ હતી.

*

લોકો પ્રસન્ન વદને વિખરાઈ ગયા, એટલે પાર્વતીએ રૂપાનો ઘંટ અંદરથી લાવીને રામદાસજીને ચરણે ધર્યો.

"બેટા પાર્વતી! શું પ્રભુ સેવકની વ્હારે ધાયા? પોતાની જે કંઠી રામદાસજીએ પાર્વતીને વેચવા આપી હતી તેનું તો

હવે તેમને આનંદમાં વિસ્મરણ જ થઈ ગયું.

"હા, બાપજી! આપની સેવા પ્રભુએ લક્ષમાં લીધી!" એટલું બોલતાં પાર્વતીની આંખમાં પણ કૃતજ્ઞતાનું જળ ભરાયું.

રામદાસજીએ છેવટ સુધી ન જાણ્યું કે પોતાની સેવિકા પાર્વતીએ ગુરુભક્તિને વશ થઈને ઉપવાસો કરીને અનાજ તથા ઘીનો બચાવ કર્યો હતો, પોતાનાં પહેરવાનાં થોડાં વસ્ત્રો સિવાયનાં બધાં વસ્ત્રો વેચી નાંખ્યાં હતાં, પોતાના બાળક પુત્રની કોટમાંનું નાનું સોનાનું માદળિયું પણ વેચી નાખ્યું હતું અને રામદાસજીની કંઠી ઉપરાંત એ બધું વેચવાથી જે પૈસા આવ્યા હતા, તેમાંથી તે પાટણથી બે દિવસ અગાઉ ઘંટ ખરીદી લાવી હતી, અને છેલ્લી ઘડીએ તેણે પોતાના ગુરુની લાજ રાખી હતી! રામદાસજીની કીર્તિને કલંક લાગતું અટક્યું એ જ તેના મનનો સંતોષ હતો. પોતે આપેલો ભોગ પોતાના ગુરુના જાણવામાં ન આવે તે જ તેને મન કૃતકૃત્યતા હતી.



આજે મને આબુમાં આવ્યાને અઠવાડિયું પૂરું થતું હતું. પિતાજી લાંબી માંદગીમાંથી સાજા થયા, અને તેમની સારવારમાં રોકાઈ રહેવાથી હું પણ ખૂબ થાકી ગયો હતો, તેથી થોડા દિવસ આબુ જઈને આરામ લઉં એમ થયા કરતું હતું. પણ પિતાજીએ મમતાથી કહેલું કેઃ "બેટા, અઠવાડિયાથી વધુ રોકાઈશ નહિ, હોં!" એટલે મારાથી હવે વધુ દિવસ આબુમાં રહી શકાય તેમ નહોતું.

આબુમાં રહેવાની સગવડ તો સરસ હતી. મારો મિત્ર સુરેશ ઉનાળો ગાળવા માટે ત્યાં જઈને રહ્યો હતો. તેણે એક બંગલો ભાડે રાખ્યો હતો. તેની સ્ત્રી સુશીલા અને એક ચાકર પણ સાથે હતાં. સુરેશ અને સુશીલા મમતાળુ હતાં, એટલે મને લાગતું કે જાણે હું સ્વજનોની સાથે જ રહેતો હોઉં. હું આવ્યો ત્યારે સુશીલાએ પૂછેલુંઃ "મનુભાઈ, કહો, આજે જમવાનું શું બનાવું?"

"જમવાનું મને પૂછીને કરવાનું?" મેં સામે પૂછ્યું.

"હા, તમને ખૂબ ભાવે તે બનાવું. તમે ક્યાં પરાયા છો કે તમને પૂછવાથી અવિનય થઈ જાય?"

મેં કહ્યુંઃ "ત્યારે તો સેવનો બિરંજ બનાવો. મને ખૂબ ભાવે છે"

સુશીલાએ હસીને કહ્યું: "આ કાંઇ અમદાવાદ નથી કે ધારી વસ્તુ મળે શકે. અહીં સેવ ક્યાંથી હોય ?"

તે દિવસે સુશીલાએ ચોખાનો બિરંજ બનાવ્યો હતો.

મેં કહ્યું: "સુશીલાબહેન, સાંજે હું જવાનો છું, હોં! આજે અઠવાડિયું પૂરૂં થયું; વધુ રોકાવાની પિતાજીની પરવાનગી નથી."

"આજે તો હું તમને નહિ જવા દઉં." સુશીલાએ કહ્યું: "અમદાવાદથી સેવ મંગાવી છે તે આજે સાંજે આવશે, કાલે તમને સેવનો બિરંજ ખવડાવું, પછી ભલે કાલે સાંજે જજો."

"ના, ના, સેવનો બિરંજ વળી બીજી કોઈ વાર જમીશ, પણ આજે તો હું જઈશ જ. ધોબીને કહી દેજો કે સાંજ પહેલાં મારાં કપડાં આપી જાય."

વળતો જવાબ સાંભળવાને થોભ્યા વિના જ હું મારી ચિત્રપાટી લઈને નીકળી પડ્યો.

પ્રભાતનો સમય હતો. સૂર્ય ક્ષિતિજમાંથી બહાર નીકળી રહ્યો હતો. તેના રતુંબડા પ્રકાશમાં પહાડનાં શિખરો, ખડકો, દહેરાં અને વૃક્ષો સ્નાન કરી રહ્યાં હતાં. કોઈ કોઈ શ્વેત મેઘખંડો આકાશમાં મંદ ગતિએ ચાલી રહ્યા હતા. નિકટમાં આવેલા એક તળાવના પાણીમાં પ્રતિબિંબિત થતા ભૂરા આકાશ પર છંટાયલો ગુલાબી રંગ કેવો નયનરમ્ય લાગતો હતો! ચિત્રાલેખન માટે આબુમાંના આઠ દિવસના નિવાસમાં હું અનેક દૃશ્યો જોઈ ચૂકયો હતો. તેમાંનાં કેટલાંકને મેં ચિત્રોમાં ઊતાર્યાં હતાં, પરંતુ અત્યારનું દૃશ્ય મને જેવું સુંદર લાગ્યું હતું તેવું બીજું એકે દૃશ્ય લાગ્યું નહોતું. વધુ દૂર નહિ જતાં તળાવને કાંઠે જ એક વૃક્ષ નીચેની શિલા પર હું બેસી ગયો અને ચિત્રપાટીમાં એ દૃશ્યને ઊતારવા લાગી ગયો.

બરાબર સામે બે મોટાં વૃક્ષોની ડાળીઓ ઊંચીઊંચી વધીને ઉપર જતાં એકબીજીને મળીને જાણે એક કમાનદાર દરવાજો બનાવી રહી હતી. પસાર થઈ ગયેલી વસંતે વૃક્ષોને નવાં પાંદડાં બક્ષ્યાં હતાં તેથી બેઉ વૃક્ષો લીલાંછમ અને ઘટાદાર બન્યાં હતાં. અને એ બેઉ વૃક્ષોના બનેલા દરવાજાની વચ્ચેથી સૂર્ય ધીરે ધીરે ઊંચો ચડી રહ્યો હતો ને જળમાં સુવર્ણપટ પ્રસારી રહ્યો હતો.

કોઈ પુરુષ સામે કાંઠે આવી ધોતિયું ધોવા લાગ્યો, પરંતુ ચિત્રાલેખનમાં એકાગ્ર મારા ધ્યાનનો તે ભંગ કરી શક્યો નહિ. પક્ષીઓનો કલરવ ચાલ્યા કરતો હતો પણ તેમનું સંગીત સૂણવા મારા કાન અત્યારે તૈયાર નહોતા. મંદ શીતળ વાયુ સ્પર્શસુખદ હતો પણ તેના સંવેદનનો આનંદ માણવાની મને ફુરસદ નહોતી. મારે તો સૂર્યોદયસમયનું સુંદર તેજોમિશ્રિત રંગદર્શન ચિત્રમાં મૂર્તિમંત કરવાનું હતું, અને તે કાર્યમાં જ હું લીન બની ગયો હતો.

વિવિધ રંગોથી મંડિત રંગભૂમિ પર નેપથ્યમાંથી કોઈ અપ્સરા એકાએક ઊતરી આવે તેમ એક બાળાને મેં ઓચિંતી એ દૃશ્યની વચ્ચે આવીને ઊભેલી જોઈ! તે બરાબર મારી સામે જ—સામે કિનારે વૃક્ષઘટાની વચ્ચોવચ્ચ ઊભી રહી. તે મને જોઈ રહી હતી કે તે પણ મારી પેઠે તળાવમાંના જળમાં વેરાચલી રંગલીલા જોઈ રહી હતી તેનો હું નિશ્ચય કરી શક્યો નહિ. પણ યક્ષકન્યા સરખી તેની મરોડદાર દેહયષ્ટિ એટલે દૂરથી એવી નયનરમ્ય દેખાતી હતી કે મને એ જડ દૃશ્યમાં ઉમેરાયલી સજીવ સૃષ્ટિએ ઉલ્લસિત બનાવી મૂક્યો અને મેં તેની આકૃતિને ચિત્રમાં ઊતારવા માંડી: અને અહા! સૂર્યે પણ કેવો સુંદર ઉપહાર ધર્યો! તે ઊંચે ચડીને એ બાળાના મસ્તકની પાછળના પ્રભામંડળની જેમ ગોળાકૃતિમાં વિરાજી રહ્યો! 'અદ્ભુત!

અદ્‌ભુત! સુંદર! અત્યંત સુંદર!' એવો મૌન ચિત્કાર મારા અંતરમાં ઊઠ્યો અને મારી પીંછી જોરથી ચાલવા લાગી.

એ બાળા જેમ ઓચિંતી મારા દૃષ્ટિપથમાં આવી ઊભી હતી તેમ ઓચિંતી તે અદૃશ્ય થઈ ગઈ! માત્ર બે-ત્રણ મિનિટનું દર્શન આપીને તે ચાલી ગઈ. પણ મારા ચિત્રને તો તે ખરેખર સજીવ બનાવી ગઈ હતી. ચિત્રની સુંદરતા સર્જવા માટે હું કોનો આભાર માનું? એ વૃક્ષોનો, એ તળાવનો, એ સૂર્યનો કે એ બાળાનો?

ચિત્રની રેખાઓ પૂરી થઈ ગઈ હતી. રંગો સુંદર મેળ સાધતા શોભી ઊઠતા હતા. ચિત્રકળાની દૃષ્ટિએ હજી ચિત્ર અધૂરૂં હતું; તે પૂરૂં કરવાને હું મથી રહ્યો હતો.

"હવે ચાલો, મોડું થાય છે!" મારી પીઠ પાછળ કોઇએ દૂરથી હાક મારી.

તરત મેં પાછું વળીને જોયું. અહા! એ જ બાળા મારી પાછળ આવેલા એક વૃક્ષના થડ આડે લપાઇને મારૂં ચિત્રાલેખન જોઈ રહી હતી! તેના ઓઠ ઉપર મધુર સ્મિત હતું, નેત્રોમાં કૌતુક અને આનંદ હતાં, તેના હાથમાં દાંડલી સાથેનું શ્વેત સુંદર કમળ હતું; મારી દૃષ્ટિ તેની ઉપર પડતાં જ તે જરા પાછી હઠી, ચોરીથી ચિત્ર જોઈ લેવા માટે શરમાઈ અને પછી પૂંઠ ફેરવીને દોડી ગઇ. દોડતાં દોડતાં તે જરા થોભી અને મારી ભણી પાછું વળીને જોઈ ચાલી ગઈ; અને થોડે દૂર પેલો પુરુષ તેની રાહ જોઈને ઊભો હતો, તેની પાસે તે પહોંચી ગઈ. ક્ષણમાં બેઉ અદૃશ્ય થઈ ગયાં. દૃષ્ટિમાંથી સદંતર દૂર થતાં તે બાળા એક વાર ફરીથી મારા ભણી દૃષ્ટિપાત કરશે એવી મેં આશા રાખી હતી. પણ તે

નિષ્ફળ નીવડી. હું એ દિશા ભણી કેટલીય વાર સુધી જોઈ રહ્યો. કોઈ ઉંચાણવાળા ભાગ ઉપર ચડીને આગળ જતાં પુનઃ એ બાળાની પીઠની આકૃતિનું દર્શન થશે, તેની આસમાની સાડીનો ઊડતો પાલવ દેખાશે, તેના ચંપેરી વર્ણમાં ભળી જતો કમખો અને ચંપાનાં ફૂલની વેણી જોવામાં આવશે, તેના હાથમાં રમી રહેલી કમળની દાંડલી લહેરાતી દેખાશે; એ સુંદર દૃશ્યનું મધુર સ્વપ્ન હું રચી રહ્યો હતો, પણ એ સ્વપ્નનો સાક્ષાત્કાર ન થયો.

ચિત્તના આનંદનું સંવેદન અધૂરૂં રહી ગયું. મેં અસંતોષથી નિઃશ્વાસ નાખ્યો અને ચિત્ર પૂરૂં કરવામાં ચિત્ત ન ચોંટયું. હું પાછો ફર્યો.

સાંજ પડયા પહેલાં ધોબી લુગડાં આપી ગયો હતો. સુશીલાએ મારૂં બિસ્તર, બૅગ અને કપડાં બધું એકઠું કરીને એક સ્થળે મૂકી રાખ્યું હતું. મોટરબસ નીકળે ત્યારે મારો સામાન તેમાં મૂકી દેવાને હાજર રહેવા તેણે નોકરને કહી રાખ્યું હતું. પરંતુ આજે જવાનું મારૂં મન નહોતું! સુરેશે માત્ર વિનય ખાતર કહ્યું: “એકાદ બે દિવસ વધુ રહી જાય તો શો વાંધો છે? પિતાજીની તબિયત તો હવે સારી છે.” અને તરત એ આગ્રહને મેં માન્ય કરી લીધો! સુશીલાએ કદાચ માન્યું હશે કે સેવના બિરંજના સ્વાદનો એ ચમત્કાર હશે.

બીજે દિવસે સ્હવારે પાછો હું તે જ સ્થળે જઈને બેઠો. એ જ સમય હતો, એ જ સૂર્ય હતો, એ જ વૃક્ષો હતાં, એ જ તળાવ હતું, એ જ દૃશ્ય હતું, પરન્તુ આજે દૃશ્યને સંપૂર્ણતા આપનારી બાળા નહોતી! ચિત્ર મેં પૂરૂં કરી રાખ્યું હતું અને હું તે સાથે લઈને આવ્યો હતો. જે ચિત્ર એ બાળા છુપાઈને જોઈ રહી હતી, તે ચિત્ર તેના હાથમાં મૂકીને તેના આનંદ-

પ્રફુલ્લિત વદનનું દર્શન કરવાને હું અધીરો બની ગયો હતો. હું તેના આગમનના માર્ગ તરફ જોતો, વૃક્ષઘટા તરફ જોતો, ચારે પાસ દષ્ટિપાત કરતો, પણ બધી પ્રતીક્ષા નિષ્ફળ જતી હતી.

એટલામાં પેલો પુરુષ ગઈ કાલની પેઠે આવીને એ જ સ્થળે ધોતિયું ધોવા લાગ્યો. હવે વૃક્ષઘટા તરફ જ હું મીટ માંડીને બેઠો. ગઇ કાલ કરતાં સૂર્ય વધારે ઊંચો ચડી ગયો. પેલો પુરુષ ધોતિયું ધોઈ નાહીને જવા લાગ્યો, પણ એ બાળા ન દેખાઈ.

એટલામાં મેં મારી પીઠ પાછળ બંગડીનો રણકાર સાંભળ્યો અને મેં પાછું વાળીને જોયું. પણ તે બંગડીનો રણકાર નહોતો—એક ગાય ચરતી હતી તેને કોટે બાંધેલો ઘૂઘરો તૂટક તૂટક રણકાર કરતો હતો!

પેલો પુરુષ મારી તરફ આવતો હોય એમ મને લાગ્યું. મારા ચિત્તમાં વિચારમાળા ફરવા લાગી. તેની દ્વારા એ બાળાએ કાંઈ સંદેશો કહાવ્યો હોય, વધુ નહિ તો મારું પૂરેપૂરું ચિત્ર જોવાની આકાંક્ષા વ્યક્ત કરી હોય અને એ નિમિત્તે મને મળવાનું આમંત્રણ આપ્યું હોય એ મને બનવાજોગ લાગ્યું. મારે એ સંદેશો કે આમંત્રણનો કેવો જવાબ વાળવો તેનો મેં ક્ષણાર્ધમાં વિચાર કરી નાંખ્યો...પણ...એ તો મારા ભણી ન આવતાં બીજી બાજુએ જ વળી ગયો!

કશી ફિકર નહિ. એક અજાણી બાળા એવો સંદેશો કહાવતાં કે આમંત્રણ આપતાં સંકોચાય, પરંતુ કલાકારનો તો ધર્મ છે કે કલારસિકને પોતાની કલાકૃતિ બતાવીને તેને યથેચ્છ આનંદ લૂંટવા દેવો! એટલે તેવા સંદેશા કે આમંત્રણની રાહ જોયા વિના હું પેલા પુરુષ તરફ ચાલ્યો અને તેને મેં પૂછ્યું: "બાઈ કાલે તમારી સાથે એક બાઈ હતાં તે ક્યાં છે?"

"તે તો મારા શેઠની દીકરી હતાં, તે કાલે વતનમાં ગયાં.

તમારે તેમનું શું કામ છે?"

"કામ તો કશું નહોતું. આ ચિત્ર તે જોતાં હતાં પણ તે વખતે તે પૂરું થયું નહોતું. આજે પૂરું થયું છે એટલે જો તે અહીં આવ્યાં હોત તો હું તેમને બતાવત. વારુ, તે કયે ગામ ગયાં?"

"ભલા માણસ છો કે શું? રસ્તે પડો!" એમ કહીને તે મને કરડી નજરે જોતો જોતો ચાલ્યો ગયો.

હું મનમાં ચીડાયોઃ "કેવો જંગલી માણસ છે! સભ્યતાનો તો તેનામાં છાંટો ય નથી. હશે કોઈ એ બદામનો નોકર......"

હું પાછો ફર્યો. કહેવાની જરૂર નથી કે એ અનુપમ લાવણ્યવતી બાળા મારા ચિત્તમાં રમી રહી હતી.

જે ચિત્ર મેં દોર્યું હતું તે તો સુંદર દૃશ્ય માત્ર હતું. તેમાં એ બાળાની મૂર્તિ હતી પરંતુ તે સૃષ્ટિસૌંદર્યની સજીવતા પૂરતી જ. પરંતુ એ નૈસર્ગિક દૃશ્યની સુંદરતા કરતાં વધારે મધુરી ભાવ-સુંદરતા હવે મારા ચિત્તમાં વસી હતી. એ મધુર સ્મિત કરતા ઓઠ, એ કૌતુકાનંદભરિત નયનો, એ પ્રસન્ન વદનમંડળ, એ લજ્જાનાં ખંજન, એ કમળદાંડલી પકડેલો હાથ, એ ચપળ ગતિ...ખરેખર, એ સૌંદર્યમાધુર્યની દિવ્ય પ્રતિમાને ચિત્તમાંથી ખસેડી શકાય તેમ જ નહોતું. એ સૌંદર્યની સમીપ મેં આલેખેલા દૃશ્યનું સૌંદર્ય કશી વિસાતમાં નહોતું.

અમદાવાદથી સેવ મંગાવીને બનાવેલો બિરંજ હું કેમ બરાબર ખાતો નથી તે સુશીલા સમજી શકતી નહોતી. મારી ઇચ્છાથી જ હું એક દિવસ વધુ રોકાયો હતો, છતાં હું કેમ સચિંત અને મૂગો રહ્યા કરું છું તે સુરેશ સમજી શકતો નહોતો.

સાંજ સુધી હું ચિત્રપાટી પર લીટા દોરતો જ બેસી રહ્યો. સાંજે આબુથી નીકળીને આખી રાત ટ્રેનમાં મેં એ બાળાની

પ્રતિમાનું જ ધ્યાન ધર્યા કર્યું, અને અમદાવાદ આવીને પુનઃ એ ધ્યેયમૂર્તિનું ચિત્ર દોરવા માંડયું. પેલું પૂર્ણ કરેલા દશ્યનું ચિત્ર નકામું હતું. મારી ધ્યેયમૂર્તિની સુંદરતા તેમાં સ્વલ્પ પણ ક્યાં હતી? ચિત્ર આલેખવા અનેક કાગળો બગાડયા, અનેક અધૂરાં લાગતાં ચિત્રો ફાડીને ફેંકી દીધાં, પુષ્કળ દિવસો વીતાવ્યા, પણ એકે ચિત્ર પાર ન ઊતર્યું. ચિત્તમાં વસી રહેલું સૌંદર્ય ચિત્રમાં ઊતારવાના યત્નોને પુનઃ પુનઃ નિષ્ફળતા જ મળ્યા કરી. ચિત્તમાં જરા યે અસ્પષ્ટતા નહોતી, એના વદનમંડળની અને દેહલાવણ્યની એકેએક રેખા સ્પષ્ટ હતી, પણ કેમે કરતાં તે ચિત્રમાં ઊતરી શકતી નહોતી. જે દર્શનમાધુરીએ મને મુગ્ધ બનાવીને ચિત્તની સ્વપ્નમાધુરી જન્માવી હતી તે ચિત્રપાટી પર ઊતરવાની ના પાડતી હતી! દર્શનમાધુરીએ જન્માવેલા આનંદ-સંવેદનનો અનુભવ ચિત્તની એ સ્વપ્નમાધુરી કરાવતી હતી, પણ એ આનંદસંવેદનને પુનઃ જાગ્રત કરે એવું ચિત્ર મારી પીંછી દ્વારા ઊતરી શકતું નહોતું.

હું વિવશ બન્યો. પીંછી ફેંકી દઈને મેં પેન હાથમાં લીધી. રંગ અને રેખામાં જે ન ઊતરી શકયું તે હવે મેં કવિતાની વાણીમાં ઊતારવા માંડયું, પણ વાણી ય મને દગો દેતી હોય એમ લાગ્યું. અનેક છંદોનો આશ્રય લીધો, અનેક શબ્દો ગોઠવી જોયા, અનેક અલંકારોનો ઉપયોગ કર્યો, પણ વાણીમાં એ માધુરી ખડી ન થઈ.

છેવટે મેં બે પંક્તિઓ લખીઃ

આનંદવસ્તુની પ્રાપ્તિ, નથી આનંદસમૃદ્ધિ,<br>
કિન્તુ છે માનવીચિત્તે, આનંદ સ્વપ્નમાધુરી.

અને પછી મેં પેન પણ ફેંકી દીધી!



જૂઠારામ ખાદીનું નાનું ધોતિયું, ખાદીનુ પહેરણ અને ખાદીની ટોપી પહેરીને ગામમાં નીકળતા ત્યારે તેમને જોઈને લોકોને એક જ વિચાર થતો કે આવા સુશીલ, સત્યવચની અને પૂરા બ્રહ્મચારીનું નામ પાડનાર કોઈ ઘેલી તો નહિ હોય ?

જૂઠારામ કડક તપસ્વીનું જીવન ગાળતા. તેમનો ગ્રામનિવાસ કે ગૃહનિવાસ વનનિવાસી વાનપ્રસ્થો કે મઠનિવાસી સંન્યાસીઓ કરતાં જરાયે ઊતરતો નહોતો. તે ગરીબ છોકરાઓની શાળામાં રોજ ચાર કલાક શિક્ષણ આપવા જતા, દિવસનો બાકીનો ભાગ સૂતર કાંતતા અને રાત્રે આંગણે આવેલા જિજ્ઞાસુઓને પવિત્ર જીવનનો બોધ આપતા. સાદાઈ તેમના જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી. તે તદ્દન સાદું અન્ન જમતા, ભોંયે પથારી કરીને સૂતા અને વસ્ત્રોનો પરિગ્રહ જેમ બને તેમ ઓછો રાખતા; છતાં દેશનો દરિદ્ર માણસ જેટલાં ઓછાં સાધનોથી ચલાવી લઈ શકે છે તેટલાં ઓછાં સાધનોથી પોતાથી હજી ચલાવી શકાતું નહોતું, એથી તેમને કોઈ વાર અસંતોષ પણ ઉપજતો.

તેથી ઊલટું, જૂઠારામના સ્વર્ગસ્થ ભાઈની પુત્રી બાલા

જાણે ખૂબ મોજ કરતી. તે પંદરસોળ વરસની છોકરી હતી, અંગ્રેજી શાળામાં ભણવા જતી, સુંદર વસ્ત્રો પહેરતી, વાળની ટાપટીપમાં રોજ કલાક ગાળતી અને જૂઠારામના જીવનની જરાયે અસર તેના ઉપર થઈ હોય તેમ જણાતું નહિ. વિધવા નારાયણીની તે એકની એક પુત્રી હતી. ઘરમાં વડીલોપાર્જિત ધન હતું, એટલે પુત્રીના મોજશોખમાં તે જરાયે અંતરાય નાંખતી નહિ.

જૂઠારામને બાલાના આવા વિલાસ ગમતા નહિ. તે કોઈ વાર બાલાને ખાદીનું અને સાદા જીવનનું માહાત્મ્ય સંભળાવતા, પણ તે વખતે કાકાની વાતોને મનમાં ને મનમાં હસીને બાલા હરિણીની પેઠે દોડી જતી. જૂઠારામ માત્ર હસી રહેતા અને મનમાં બોલતા કે: "જેવી એની મરજી! એનું મન દુઃખવીને તેને દબાવવી એ મને ન ગમે."

એક દિવસ શાળામાંની એક શિક્ષિકાએ જૂઠારામને કહ્યું: "કાકાજી, બાલા ઉપર કાંઈ તમે બરાબર ધ્યાન આપતા લાગતા નથી."

"બહુ જ ઓછું. કેમ, તે બરાબર ભણતી નથી?"

"ભણે છે, પણ આપે તેના પર જરા વધુ દેખરેખ રાખવી જોઈએ."

"કેમ?"

"આજકાલની છોકરીઓ ભોળી હોય છે."

"હોય!"

"અને વળી તેની બા તેને ખૂબ લાડ લડાવે છે."

"માતૃવાત્સલ્ય એવું જ હોય."

"પણ કોઈ વાર છોકરી ફસાઈ જશે!"

"હેં !"

"હા ! તે ક્યાં ક્યાં ને કોની કોની સાથે ફરે છે તે તમે જાણો છો ?"

"ના !"

"પેલો મહેન્દ્ર અને તમારી બાલા..."

"હાં, હાં, એ તો એમ જ ચાલવાનું: છોકરા–છોકરીઓ સાથે હરેફરે છે, ઓળખ વધારે છે, તે તો......"

વચમાં જ જૂઠારામને બોલતા અટકાવીને શિક્ષિકાએ કહ્યું: "તમને સાફ વાત કહ્યા વિના તમને સમજ નહિ પડે. બાલા અને મહેન્દ્રને સાથે ફરતાં મેં ઘણી વાર જોયાં છે. દિવસે તો ઠીક, પણ સંધ્યાકાળે પણ સાથે ફરવા જાય છે અને રાત્રે પાછાં ફરે છે. નારાયણીબહેનને એમ લાગતું હશે કે બાલા કોઈ સભા–મેળાવડામાં ગઈ હશે; પણ એક વાર તો પૂલની પેલી મેર હનુમાનના મંદિરની બાજુએ પેલી ટેકરી છે ને, ત્યાં બેઉને એકલાં મેં જોએલાં અને અંધારૂં થઈ ગએલું."

પારકી નીતિ સુધારવાની ભાંજગડમાં પડવાનું જૂઠારામને ગમતું નહિ; પણ આ તો સગી ભત્રીજીનો પ્રશ્ન હતો, એટલે તેમના અંતરમાં ચિંતા ઊપજી. અનિચ્છાએ પણ એ ભાંજગડમાં ઊતરવું પડશે એમ મનમાં થતાં તેમને સંતાપ થવા લાગ્યો. ઉદાસીન ભાવને અંતરમાં સ્થાપવાનો યત્ન કરી જોયો, પણ મનની ચિંતા તરત શમી નહિ અને છેક સાંજ પડતાં સુધી તેમનો સંતાપ વધતો જ રહ્યો.

સાંજ પડી અને તેમણે જોયું કે બાલા હજી ઘેર આવી નથી. ઘેરથી નીકળીને તેમણે પૂલનો રસ્તો લીધો. પૂલ પર પહોંચતાં બત્તીઓ થઈ ગએલી જણાઈ.

પૂર્ણિમાની રાત્રિ હતી. અત્યારે ફરવા જનારા કોઈક હતા, પણ ફરીને ધીરે ધીરે પાછા આવનારા મોટા પ્રમાણમાં નજરે પડતા હતા. ચાંદનીના શાંત પ્રકાશમાં સૃષ્ટિની શોભા સૌમ્યતા ધારણ કરી રહી હતી. ચિત્તને રસહીન લાગતાં દૃશ્યો એ શાંત મંદ તેજમાં સંતોષના પ્રતિકસમાં લાગતાં હતાં. તેજના અંબાર અને ઘનઘોર અંધકાર એવાં અંતિમ રૂપોમાં ઈશ્વરનું ઈશ્વિરત્વ જોનારા જૂઠારામને તેનું આ સૌમ્ય સ્વરૂપ અદ્‌ભુત લાગ્યું. કઠોર વ્રતથી જીવનની શુદ્ધિની સાધના કરવાની તે હમેશાં અપેક્ષા રાખતા, પણ આ રમણીય સૌંદર્યે તેમની એ અપેક્ષામાં દોષ દેખાડવા માંડ્યો. જ્યાં વસ્તુમાત્ર સૌમ્ય સ્વરૂપ જ ધારણ કરી રહી છે, ત્યાં પોતાના જીવનની કઠોરતા કે વ્રતની તીવ્રતા, એ જ શું એક પ્રકારના પ્રમાદ રૂપ નથી?

પૂલ નીચેથી જળસોંસરી વહેતી મંદ વાયુલહરી શીતળ બનીને ઊંચે ચડી ફરવા જનારાઓ ઉપર જાણે અદૃશ્ય અભિષેક કરી રહી હતી. ચંદ્રપ્રકાશે ચરાચર સૃષ્ટિને એક પ્રકારનું કલ્પનાતીત માર્દવ અર્પણ કર્યું હતું. દૃષ્ટિ સામે દેખાતાં શ્વેત સુંદર નીચાં–ઊંચાં મકાનો, તેમને ઘેરી વળેલી નીલકૃષ્ણ તરુરાજિ, તે ઉપર વરસતું ચંદ્રનું તેજ અને નદીના વાંકાચૂંકા જળપ્રવાહમાં પ્રતિબિંબિત થતી કૌમુદી : આ બધું આજે જૂઠારામની દૃષ્ટિ સમીપે જગતનો એક જૂદો જ ચોપડો ઉઘાડી બતાવતું હતું. હવામાં પણ એવી માધુરી વહેતી હતી કે તેનો ઉચ્છ્‌વાસ ભરતા જતા જૂઠારામના શરીરમાં નવીન રમ્ય ચેતના નિર્માણ થઇ રહી હતી.

અનીતિને માર્ગે જતી બાળા અને તેના જેવા જ પાપપંથે વિચરતો મહેન્દ્ર એ બેઉને પકડવાને જૂઠારામ જતા હતા. તેમણે એક ઝાડની નીચી ડાળી કાપીઝૂડીને તેનો સોટો બનાવી સાથે રાખ્યો હતો. પણ જેમ જેમ તે હનુમાનના મંદિરની દિશાએ

આગળ વધવા લાગ્યા તેમ તેમ તેમનું ચિત્ત આ સૌમ્ય સૌન્દર્ય-માધુર્યથી વધુ ને વધુ ભરાવા લાગ્યું. આ નવીન રમ્ય અનુભવમાં તે અત્યંત લીન થઈ ગયા અને જે હેતુથી તે આવ્યા હતા તે હેતુ પણ વિસરી ગયા!

મંદિરની પાસે પહોંચતાં સામેની એક ઊંચી ટેકરી પર બે અર્ધસ્પષ્ટ આકૃતિઓને પાસે પાસે ઊભેલી તેમણે જોઇ. એક યુવક અને એક યુવતીની તે આકૃતિઓ હતી. તેમને જોતાં જૂઠારામને અહીં સુધી આવવાના હેતુનું તો સ્મરણ થયું, પણ તે ત્યાં ને ત્યાં જ સ્થંભી ગયા અને નિર્વિકારપણે એ દૃશ્યને જોઈ રહ્યા.

યુવકનો હાથ યુવતીના ખભા પર હતો અને યુવતીએ પોતાનું મસ્તક યુવકના ખભા પર અઢેલાવ્યું હતું. કાંઈ વાતચીત કરીને યુવતીએ મસ્તક ઉઠાવી યુવકના વદન પર દૃષ્ટિપાત કર્યો. યુવકે તેને પોતા તરફ ખેંચી તેના ઓષ્ઠ પર ધીરૂં ચુંબન કર્યું.

આવી નિસર્ગરમ્ય સૃષ્ટિ ચોતરફ નિષ્ફળ પ્રસરી રહી નહોતી, પરન્તુ તે માનવચિત્તમાં સજીવ માધુરીને સ્થાપિત કરતી હતી; નિસર્ગની એ પાર્શ્વભૂમિની સફળતા આ દૃશ્યથી થઈ એવું સમાધાન જૂઠારામના મનમાં ઉત્પન્ન થયું.

તે પાછા ફર્યા. પાપના સાક્ષી થવાની લજ્જા તેમને ન આવી, તેમ જ બાલાના પોતાના પ્રિયકર સાથેના આ સહચાર માટે તેમને ચીડ પણ ન ચડી: જૂઠારામને પોતાને પણ એ માટે આશ્ચર્ય થવા લાગ્યું. ઊલટું તેમને એમ લાગવા માંડ્યું કે એક પવિત્ર મંદિરમાં પોતે ચોરની પેઠે ઘૂસ્યો હતો, એ પોતાનો જ અપરાધ હતો.

પાછા ફરતાં તેમણે પેલો સોટો પૂલ પરથી નદીમાં ફેંકી દીધો.



"વિનુ! તારી નાની ભાભીને કહે કે, આજે સાંજે હું ભાખરી ખાવાનો નથી, પણ મારે માટે મગની દાળ અને બાજરીનું ભરડકું ભરડી રાખે."

પિતાનો એ સંદેશો વિનુ શારદાને કહે તે પહેલાં જ શારદાએ સસરાની આજ્ઞા સાંભળી હતી. તેણે વિનુ દ્વારા પુછાવ્યું: "સાંજે તમે આવો ત્યારપછી ભરડકું રાંધે કે રાંધીને તૈયાર રાખે?"

રામશંકરે જવાબ આપ્યો: "હું આવ્યા પછી જ રાંધજો. દૂધ ગરમ રાખજો. જરા ભરડકું અને દૂધ ખાઇશ. આજે પેટમાં સુખ નથી."

પંદરેક દિવસ પહેલાં રામશંકરનો વચેટ પુત્ર દુર્ગાશંકર એકવીસ વર્ષની વયે મરણ પામ્યો હતો અને સત્તર વર્ષની બિચારી શારદા વિધવા થઇ હતી. પુત્રના મરણના આઘાતથી રામશંકરની તબિયત લથડી હતી, કારણકે તેની પાચનશક્તિ મંદ થઇ હતી. અત્યારે તેની વય ૪૭ વર્ષની હતી. તે ૪૫ વર્ષની વયે વિધુર થયો, ત્યારે ન્યાતમાંથી કહેણ આવ્યાં હતાં, પરંતુ નવો સંસાર માંડવાનું તેને ગમ્યું નહિ. તેને ત્રણ પુત્રો હતા. મોટા પુત્ર ચંદ્રશંકરને પણ એક પુત્ર અને એક પુત્રી

હતાં. તેણે પોતાના મનને પૂછ્યું: "પુત્રવધૂઓ કરતાં ય નાની વયની તેમની સાસુ લાવું?" છેવટે તે ફરીથી ન જ પરણ્યો.

શારદા વિધવા થઈ ત્યારથી રસોઈ વગેરેનું બધું કામ તેની જેઠાણી કંચને ઉપાડી લીધું હતું. શારદાના દિવસો કેવળ ગમગીનીમાં, સગાંઓ બેસવા આવે ત્યારે આંસુ પાડવામાં અને વિચારમાં ને વિચારમાં બેસી રહેવામાં જતા. આજે પહેલી જ વાર સસરાએ શારદાને ભરડકું ભરડીને રાંધવાનું કામ ચીંધ્યું હતું. કંચનને જરા નવાઈ લાગી ખરી, પણ તે કશું બોલી નહિ. શારદાએ બપોરે ભરડકું ભરડી રાખ્યું અને સાંજે રાંધી આપ્યું.

બીજે દિવસે રામશંકરે પોતાનાં ખેસ અને બંડી શારદાને ધોવા માટે આપ્યાં. શારદાએ તે ધોઈ સૂકવીને સાંજે તૈયાર રાખ્યાં.

સાંજે રામશંકર ઘેર આવ્યો. કંચન કાંઇ કામે બહાર ગઈ હતી અને ચાકર ઓટલે બેઠો બેઠો બીડી ફૂંકતો હતો. રામશંકરે ચોકમાં આવીને પૂછ્યું: "મારી બંડી ધોઇ નાંખી?"

શારદાએ ઓરડામાંથી જવાબ આપ્યો: "હા, ધોઈ સૂકવીને તમારા ટેબલ પર મૂકી છે."

"બંડીના ગજવામાં દસ રૂપિયાની એક નોટ રહી ગઇ'તી."

રામશંકરે મેડા પર જઈ બંડીનું ગજવું તપાસ્યું. નોટ ધોવાઇને કૂચો થઈ ગએલી. ગજવામાંથી કાગળના ડૂચા માત્ર નીકળ્યા. નોટની વાત સાંભળીને શારદા ગભરાઇ હતી. રામશંકર તીખા સ્વભાવનો હતો, એટલે સસરાનો ઠપકો સાંભળવાને શારદા તૈયાર થઈ હતી, પણ રામશંકર નોટના ડૂચા ફેંકી દેતાં માત્ર બોલ્યો: "હશે, થયું તે ખરૂં; પણ ગજવાં તપાસ્યા વિના કપડું ધોવાય નહિ."

શારદાનો જીવ જરા હેઠો બેઠો. કંચન ઘેર આવી ત્યારે

શારદાએ તેની પાસે પોતાની ગભરામણની વાત કહી. દસ રૂપિયાનું નુકસાન થયું, છતાં રાત્રે જમવા બેસતી વખતે રામશંકરના વદન ઉપર કંચને જરાયે ગુસ્સો જોયો નહિ.

બે દિવસ પછી વિનુનું દફતર અને પાટલૂન ધોઈ આપવાનું કામ શારદાને સોંપ્યું અને તે તેણે કરી આપ્યું. પછી તો રોજ રોજ શારદાને ઘરનું કાંઈ ને કાંઈ નવું કામ રામશંકર સોંપતો જતો હતો. બે માસમાં શારદાને માથે ઘરનો ઘણો કાર્યભાર મુકાઈ ગયો. દૂધનો, ધોબીનો અને ઘરનો પરચુરણ ખર્ચનો હિસાબ તેને સોંપાયો હતો. રામશંકર પહેલી તારીખે પચાસ રૂપિયા શારદાને સોંપી દેતો, અને છેલ્લી તારીખે તેનો બધો હિસાબ તપાસી જોતો. ખર્ચની કોઈ રકમ વધુ પડતી હોય, તોપણ તે કશું બોલતો નહિ; અને શારદાની હિસાબ રાખવાની ચોખ્ખવટનાં તે વખાણ કરતો. કાપડિયાને કે મોદીને પૈસા આપવાના હોય, તો તે શારદાને પૂછતોઃ "તમારી પાસે કાંઈ સિલ્લક છે ? ન હોય તો કાપડિયો આવે ત્યારે કહેજે કે, આવતે મહિને આપીશું."

થોડા વખત પછી ઘરનો હિસાબ રાખવાના કામ ઉપરાંત બીજાં લેણદેણનો ખ્યાલ રાખવાનું અને હિસાબ ચૂકવવાનું કામ પણ શારદા ઉપર આવ્યું. વધુ બે માસ ગયા અને રામશંકરે પોતાના માસિક પગારના દોઢસો ય રૂપિયા શારદાને સોંપવા માંડયા; એટલે ઘરનો બધો હિસાબ રાખવાનું શારદાએ ઉપાડયું. કંચનને શાક મંગાવવું હોય તો પૈસા શારદા પાસે માંગવા પડતા. ચાકરને પગાર પણ શારદા પાસે માંગવો પડે. કંચનને આ ગમતું નહિ. કંચનને આ પરવશતા લાગી. પોતાના જેવી જેઠાણીની આ સ્થિતિ તેને સાલતી, પરંતુ ઘરમાં સસરાનો કરપ એવો હતો કે કંચનથી કશું બોલી શકાતું નહિ. પડોશણો સાથે વાત કરતાં તે શારદાને કરડાકીમાં 'કારભારી'ને નામે ઓળખાવતી.

રામશંકરની તબિયત લથડતી જ ચાલી. દવાની બાટલી રોજ ચાલુ રહેવા લાગી. ચંદ્રશંકર એકમાર્ગી હતો. પિતા પ્રત્યે તેને માન હતું, પણ ઘરની બાબતમાં તે કશું ધ્યાન આપતો નહિ. પગારના પોણોસો રૂપિયા લાવીને પિતાને સોંપી દેવા સિવાય કશો વધુ ભાગ તે ઘરમાં ભજવતો નહિ. તેની ટેવ પણ બહુ જ ઓછું બોલવાની હતી. આથી સસરાને શું ખાવા આપવું, ખાવાનું ક્યારે તૈયાર કરાવવું, શું મંગાવવું અને ક્યાંથી મંગાવવું તેની બધી કાળજી શારદાને રાખવી પડતી. એવા બધા કામમાં તેનું મન રોકાઈ રહેવાથી તેનો દિવસ પણ જતો.

તબિયત બરાબર ન રહી એટલે રામશંકરે આઠ દિવસની રજા લીધી અને ઘેર રહી આરામ લેવા માંડ્યો. શારદા કલાકે બબ્બે કલાકે ઉપર આવીને સસરાને પૂછી જતીઃ "કાંઈ જોઈએ છે?" "દવા પીધી?" "પેટ ચોળવું છે?" "માથું તો દુઃખતું નથી ને?"

એક વાર સાંજનો વખત હતો. કંચન મંદિરેથી દર્શન કરીને આવી. શારદા ઓરડામાં નહોતી. કીકી પારણામાં ઊંઘતી હતી. વિનુ કે કાન્તિ હજી નિશાળેથી આવ્યા જણાતા નહોતા ચાકર પોતાના ભાઈબંધને મળવા ગયો હતો. મેડા પરથી ધીમી વાતચીત સંભાળતી હતી. કંચન ચોરને પગલે દાદર ચઢી અને ડોકિયું કર્યું. શારદાને તેણે પલંગના ઓસીકા પાસે જરા ટેકો દઈને ઊભેલી અને સસરાને કપાળે હાથ ફેરવતી જોઈ. બેઉ કાંઈ વાતો પણ કરતાં હતાં. કંચનનું હૈયું ધબકવા લાગ્યું. તે ચડપ કરતી દાદર ઊતરી ગઈ.

કંચનના કાળજામાં સળવળાટ ચાલવા લાગ્યો. સસરાએ 'શારદા વહુ'ને ઘરમાં મોટાં શામાટે કરવા માંડ્યાં છે, તેમાં તેને

રહસ્ય દેખાવા લાગ્યું. તેના મનમાં ચોર પેઠો. શારદાની અને સસરાની દરેક હિલચાલ ઉપર તેણે બારીક નજર રાખવા માંડી. તેનો વહેમ વધતો ગયો. સસરો શારદાને કંઈ પૂછે કે કહે તે બધામાં તેને મર્મ સમજાયો. સસરાની તબિયત સંબંધી શારદાની સૂચનાઓ તથા કાળજીની પાછળ કંચનને ભેદના ભંડાર ભરેલા દેખાયા.

(૨)

શારદા વિધવા થયાને સાત માસ વીતી ગયા. તેનો ભાઈ માર્કંડ અમદાવાદ આવ્યો. માર્કંડ બાવીસેક વર્ષનો જુવાન ગ્રેજ્યુએટ હતો અને મુંબઈમાં નોકરી કરતો હતો. તેની વહુ વિજયા મેટ્રીક સુધી ભણેલી હતી. શારદા પણ થોડું અંગ્રેજી ભણેલી હતી અને પિયરમાં માતા–પિતા નહિ હોવા છતાં ભાઈ–ભોજાઈને ઘેર જ્યારે તેને જવાનું થતું, ત્યારે તેને ત્યાં ગમતું. શારદા વિધવા થયા પછી માર્કંડ એકાદ વાર આવીને બહેનને દિલાસો આપી ગયો હતો, પણ આ વખતે તો તે શારદાને પોતાને ત્યાં લઈ જવા આવ્યો હતો.

શારદા અને માર્કંડ રાત્રે એક ઓરડામાં ભરાઈને વાતો કરતાં હતાં.

"કેમ બહેન! મુંબઈ આવવું છે ને?"

"મને શી ખબર પડે? સસરાજી રજા આપે તો આવું."

"દુર્ગાશંકરને ગુજરી ગયે સાત માસ થઈ ગયા એટલે રજા તો આપશે જ."

"એમની તબિયત નરમ રહે છે, એટલે કશું કહી શકાય નહિ."

"તારી જેઠાણી અહીં છે ને?"

"પણ સસરાજીની ઊઠવેઠ મારે કરવી પડે છે."

"તારી જેઠાણી તે બધું કરશે. તારે અત્યારે આવવાની ખાસ જરૂર છે."

"કેમ, મારી ભાભીને સુવાવડ આવવાની છે કે શું ?"

"ના, ના, બીજું જ કારણ છે."

"શું વારૂ ?"

"તે તું મુંબઈ આવ્યા પછી જાણીશ."

"ત્યારે અહીં જ કહોને ભાઈ!"

માર્કંડ ધીરેથી બોલ્યો: "તને દુઃખમાંથી છોડાવવાની ગોઠવણ થઈ છે."

"એટલે ?"

"મારા મિત્ર પ્રાણને તો તું ઓળખે છે."

"હા; તમારી સાથે જ બી. એ.માં પાસ થયો'તો તે."

બહેનના કાન પાસે મોં લઈ જઈ માર્કંડ બોલ્યો: "તારી સાથે પુનર્લગ્ન કરવા તે તૈયાર છે."

શારદાનું કાળજું જોરથી ધડકવા લાગ્યું. મૃત સ્વામીની મૂર્તિ નજર સામે તરવા લાગી. વૈધવ્યના કાળા પડછાયા એ મૂર્તિની આડે આવીને ઊભા રહ્યા. પ્રાણ દૃષ્ટિ સામે આવ્યો અને સૌભાગ્યના ચંદ્રની કૌમુદી પોતા પર વરસી રહેલી ભાસી. તે ઊંડા વિચારમાં પડી ગઇ.

"કેમ બહેન! એમાં મુંઝાવાની કે બ્હીવાની જરૂર નથી. આજે ઊંચી કોમોમાં બહુ યે પુનર્લગ્નો થાય છે અને એ પ્રકારના સંસારસુધારા ઉપર જનતાના મોટા ભાગની અને ગાંધીજીની પણ અમીદૃષ્ટિ વરસી રહી હોય છે."

શારદાના દિલમાં ગડમથલ થવા લાગી. તે પોતાના દિલની ઊલટતપાસ ચલાવવા લાગી. દુર્ગાશંકર અને શારદાનો પરસ્પર દૃઢ પ્રેમ હતો. તેણે પોતાના મનને પૂછ્યું: "મને પુનર્લગ્ન કરવાની જરૂર શી?" જવાબ મળ્યો: "વસ્ત્રાલંકાર પહેરવા–ઓઢવાને, સમાજમાં સન્માન મેળવવાને, વૈધવ્યનાં અપમાન નિવારવાને, સંસારના વિલાસો ભોગવવાને, સંતાનોને રમાડવાને, નિર્બળ મન પાપ કરી નાંખે......" પણ શારદાથી ઊલટતપાસ પૂરી કરી શકાઈ નહિ અને ચુકાદો આપી શકાયો નહિ. તેણે ભાઈને જવાબ આપ્યો: "ભાઈ, હું વિચાર કરી જોઈશ."

માર્કંડને લાગ્યું કે પોતાની દરખાસ્ત બહેનને ગમી છે. ભાઈ–બહેનની વાતો પૂરી થઈ એટલે માર્કંડ મેડા પર જઈને સૂઈ ગયો.

ચાકર પરસાળમાં જ એક ખૂણે સૂતો હતો, તેણે ભાઈ–બહેનની વાતો પૂરેપૂરી સાંભળી હતી. તેણે કંચનને એ વાત કહી દીધી. કેટલાય દિવસથી કંચન હૈયામાં ભાર લઈને ફરતી હતી, તે ભાર હવે કાંઈક ઓછો થયો. તે મનમાં બોલી: "હા...શ! એ 'સાપનો ભારો' જાય તો ઘરમાંથી બ્રહ્મહત્યા ટળે!"

ત્યારપછી બે દિવસ માર્કંડ રહ્યો, પણ કંચનને કાને કશી વધુ વાત આવી નહિ. છેવટે માર્કંડ વિદાય થયો. જતી વખતે તે ઉદાસ દેખાતો હતો. કંચને માર્કંડને પૂછ્યું: "કેમ, તમારી બહેન તમારી સાથે આવતાં નથી?"

"ના. થોડા દિવસ પછી કોઈ સારા સંગાથે આવશે. બનશે તો હું જ બીજો ફેરો ખાઈશ."

"ઠી...ક." કંચન બોલી: "સસરાજીની રજા નહિ મળી હોય."

"હા, એમ જ છે; તેમની તબિયત હમણાં બરાબર રહેતી નથી ને!" એટલું કહી માર્કંડ ચાલતો થયો.

(૩)

વિનુને માટે નવાં કપડાં સીવડાવવાનાં હતાં. રામશંકરે શારદાની સૂચના માંગી. શારદાએ કહ્યું: "આ વખતે તો કોટ–પાટલૂન માટે જાડી ખાદી અને ખમીસ માટે ઝીણી ખાદી લાવો. થોડી વધુ લાવજો, એટલે કાન્તિ માટે પણ એક નાનો 'સૂટ' સીવડાવીશું." રામશંકરે શારદાની એ સૂચનાનો અમલ કર્યો. વિનુના ખમીસ માટે સોનાનાં બટન અને કાન્તિ માટે નાની પોંચી કરાવવાનું પણ તેણે શારદાની સૂચનાથી સ્વીકાર્યું. થોડા દિવસ પછી વિનુના સગપણ માટે એક સારા ઘરનું કહેણ આવ્યું. રામશંકરે ઘર તો પસંદ કર્યું, પણ કન્યાને શારદા જોઈ આવે અને તે પસંદ કરે તો જ વેવિશાળ કરવું, તેવો તેણે ઠરાવ કર્યો. શારદા એક રાત્રે જઈ કન્યાને જોઈ આવી. તેનો અભિપ્રાય ન પડ્યો, અને રામશંકરે તે કહેણ ન સ્વીકાર્યું.

આટઆટલું જોયા પછી કંચન કેમ ન માને કે, શારદા અને સસરાનાં પાણી મરી ગયાં છે? તેણે પોતાના પતિ પાસે તે વિષે ઇસારો કર્યો, પણ ચંદ્રશંકરે તેને ધૂતકારી કાઢી: "જા, જા, મૂર્ખી! મારા બાપા એવા હોય નહિ; તું તો વહેમીલી છે."

"ઠીક છે; આગળ જતાં આ 'સાપનો ભારો' કેટલો ભારે પડે છે, તે હું તમને બતાવીશ. દસ રૂપિયાની નોટના કૂચા કરી નાંખ્યા, તોય સસરા ન બોલ્યા; સગો ભાઈ તેડવા આવ્યો, તોય વહુ પિયર ન ગઈ; એ ઉપરથીય તમને સમજ પડતી નથી?"

બે માસ પછી માર્કંડ ફરીથી બહેનને તેડવા આવ્યો. આ

વખતે શારદાએ ભાઈને કહી દીધું: "મારે મુંબઈ આવવું નથી અને ફરીથી પરણવું નથી. મારી ઈચ્છા હશે ત્યારે હું મારી મેળે જ આવીશ."

ચાકર કપડાં ધોતો હતો, એટલે શારદાને કાન્તિને નિશાળે મૂકવા જવું પડયું. માર્કંડ જમવા બેઠો હતો. કંચને રોટલી પીરસતાં કહ્યું: "માર્કંડભાઈ! તમે શારદાને તેડવા આવ્યા છો, પણ તે ત્યાં આવવાની નથી."

"તે આવવાની ના કહે છે તેનું કારણ શું?"

"કારણ? કારણ તમે તમારી નજરે જોતા નથી? મારો ભાઈ હોય ને, તો આવી બહેનને ઝાટકે મારે!" કંચન રૂદ્રાણીનું રૂપ ધારણ કરતી અર્થસૂચક રીતે માર્કંડના મોં ભણી તાકી રહી. માર્કંડને કાંઈ સમજ પડી હોય તેમ કંચનને લાગ્યું નહિ. તે આગળ બોલી: "શારદા વહુ તો અમારા ઘરનાં કારભારી થયાં છે. સસરાજી બધી બાબતોમાં તેમની સલાહ લે, અને કર્તાહર્તા પણ તે જ. વિનુ ઉપર તો તમારી બહેનનું એટલું હેત કે, જાણે તેની સગી મા! આઠ દિવસ પહેલાં તો ઘરના બધા દાગીનાય ડોસાએ તમારી બહેનને બતાવી દીધા! હવે સમજ્યા ને?"

"તમે મને સ્પષ્ટતાથી કહો તો હું સમજું."

"હજી નથી સમજ્યા?"

એટલામાં ડહેલીનું બારણું ખખડયું. શારદા પાછી આવી અને તુરત જ મેડે ચડી. કંચન એકદમ હાથ ધોતી બોલી: "માર્કંડભાઇ! મારે કહેવાની કશી જરૂર નહિ રહે, તમે હાથ ધોઈને ઊઠો અને મારી પાછળ પાછળ આવો."

કંચન છલંગો મારતી પાછલા ખંડની સીડી તરફ દોડી. માર્કંડ જમવાનું પડતું મૂકીને હાથ ધોઇને ઊઠયો અને કંચનની

પાછળ ગયો. પાછલા ખંડમાં થઈ, અગાશીમાં થઈ, બેઉ જણાં એક ખંડમાં આવ્યાં, જે ખંડ રામશંકરની બેઠકના ખંડની વચ્ચેનાં ખંડની બાજુએ આવેલો હતો. બેઉ ખંડની વચ્ચેનાં બંધ દ્વારની તડોમાંથી બેઉએ શું જોયું?

શારદા ટૂંટિયું વાળીને ભોંયે પડી હતી, અને ધીરે સ્વરે રડતી હતી. રામશંકર ગભરાયલો ગભરાયલો તેને પંખો નાંખતો હતો અને પૂછતો હતો: "શારદા વહુ! તમને શું થયું છે? કેમ રડો છો? તમારે મુંબઇ જવું હોય તો ખુશીથી જાઓ, મારી કયાં ના છે?"

કેટલીક વાર સુધી શારદાએ રડયા કર્યું; તે કશું બોલી નહિ.

"તમને કાંઈ દર્દ થયું છે? કંચન વહુને ઉપર બોલાવું?"

તુરત શારદા બોલી: "ના, કોઇને બોલાવશો નહિ. મને એક વાર રડી લેવા દો; પછી હું જતી રહીશ."

રામશંકર કશું ન બોલ્યો. તે પંખો નાંખી રહ્યો. કેટલીક વારે શારદા શાન્ત થઈ, છતાં ગંભીર વદન કરીને બોલી: "બાપુજી! તમે મને ઘરમાં મોટી કરીને કેમ સ્થાપી છે? હું અભાગણીને તમે અભાગણી કેમ રહેવા દેતા નથી? મારી દયા ખાવાનું શું કારણ છે? હું વિધવા છું, અપશુકનિયાળ છું, તુચ્છકારને પાત્ર છું, મારી ગણતરી એક ખાસડાંથી વધુ થવી ન ઘટે; છતાં, તમે મને ભંડારની કૂંચી કેમ સોંપી છે? તમારી બંડીના ગજવામાં તમે એક વાર દસ રૂપિયાની નોટ શામાટે રાખી હતી, અને તે બંડી મનેજ કેમ ધોવા આપી હતી? તમારા પેટમાં જે કાંઈ પાપ હોય, તે એક વાર મને કહી દો!"

"પાપ!!!" અચાનક સાપને જોઇને નાસે તેમ રામશંકર હાથમાંથી પંખો નાંખી દેતો પાછો હઠી ગયો. તેનું હૃદય બેસી ગયું. તેની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો. તે આરામખુરશીમાં

પછડાયો, આંખોમાંથી અશ્રુધારા વહી નીકળી.

બિચારો વિધુર રામશંકર! તે પોતાના આદર્શની સિદ્ધિ માટે એક પ્રયોગ કરી રહ્યો હતો. તે માનતો હતો કે, સંયુક્ત કુટુંબમાં વિધવાઓને વૈધવ્ય અસહ્ય થતું હોવાથી જ વિધવાઓ કુમાર્ગે જાય છે, કિંવા પુનર્લગ્ન કરે છે. તેઓ વૈધવ્ય સહી શકે એવા સંજોગો તેમની આસપાસ ઉત્પન્ન કરવામાં આવે, તો તેઓ ન જાળવી શકાય તેવા "સાપના ભારા" રૂપ ન બનતાં આર્યસંસારની સાચી તપસ્વિનીઓ બને. શારદાની વૃત્તિઓને ભમતી અટકાવવાને તેણે શારદાને શિરે ઘરકામનો ભાર મૂકયો હતો; તેની મહત્ત્વાકાંક્ષાની તૃપ્તિ માટે તેને ઘરનો વહીવટ સોંપ્યો હતો, ભંડારની સંભાળ સોંપી હતી તથા પોતાના સલાહકારનું પદ આપ્યું હતું; તેની ભૂલો તથા તેને હાથે થતા બગાડ પ્રત્યે રામશંકરે પ્રસંગોપાત ઉદારતા તથા ક્ષમા આચરી બતાવ્યાં હતાં; તેના વાત્સલ્યભાવના ઝરણને વહેવા દેવા માટે વિનુનું માતૃપદ તેને સોંપ્યું હતું; તેની હૃદયવેદનાના શમન માટે રામશંકર તેના પિતા રૂપ હોવા છતાં યોગ્ય મર્યાદા સાથે શારદાના હૃદયની વાતો જાણી લઇને તેને ન્યાય આપતો અને તેનામાં પોતાનો વિશ્વાસ મૂકતો. આથી શારદાની વૃત્તિઓને સંતોષ મળતો અને તેની ઉપર પડતી જવાબદારી તથા આત્મસંમાનથી તેની વૃત્તિઓ નહિ ભમતાં સંયમમાં રહેતી. પરન્તુ પાપી સમાજ! તેણે તેનો અવળો અર્થ કર્યો! શારદા બહાર ગઈ હતી, ત્યાંથી તે એક ન્યાતીલી બાઇ પાસેથી પોતાના કાનમાં વિષ ભરી લાવી હતી! સસરા તરફથી મળતા અસાધારણ માન અને સસરાની મમતાળુ લાગણીમાં તેને પણ હવે સસરાની કાળી દાનત દેખાતી હતી!

માર્કંડ અને કંચને જે કાંઈ જોયું અને સાંભળ્યું, તે ઉપરથી તેમને લાગ્યું કે, શારદા સાવધ થઈ ગઈ છે અને ડોસો

ફાવે તે પહેલાં તેને શારદાએ પકડી પાડ્યો છે!

શારદા સસરા પ્રત્યેના તુચ્છકારથી ઉશ્કેરાતી નીચે જતી રહી. રામશંકર આ મનોદુઃખ કોને કહે? મનનો આવેગ બહાર નીકળ્યા વિના તેને શાન્તિ મળે તેમ નહોતું. એ ચીરાયલા કલેજાની કહાણી કહેવા જેવું કોઈ સુપાત્ર તેની નજરમાં આવ્યું નહિ. આ બધો પ્રસંગ તેણે રડતી આંખે પોતાની નોંધપોથીનાં પાનાં ઉપર આલેખીને એ ઊભરાનું શમન કર્યું.

ઉતાવળે ઉતાવળે કોટ પહેરીને તે ભોજન કર્યા વિના જ ઑફિસે જતો રહ્યો.

બપોર પછી રામશંકર તરફથી ઘેર ચિઠ્ઠી આવી: "કંચન વહુને માલુમ થાય કે, શારદા વહુને મુંબઈ જવા માટે તૈયાર થવાનું કહેજો. તેમનો ભાઈ બે વાર તેડવા આવ્યો, એટલે હવે તેમણે જવું જોઈએ."

શારદા તૈયાર થઈ. હિસાબની ડાયરી, ઘરેણાંની યાદી, વિનુનાં કપડાંની પેટી, કબાટની ચાવીઓ, સિલ્લકની કોથળી વિગેરે બધું સંપૂર્ણ નોંધ સાથે તેણે તૈયાર કર્યું; અને મેડા પર જઈ સસરાના ટેબલ પર મૂક્યું. ટેબલ પર નોંધપોથી ઉઘાડી પડી હતી. શારદાની દૃષ્ટિ તે ઉપર પડી. સસરાએ તે જ દિવસે લખેલી નોંધ તેણે વાંચી અને તે હિબકી ગઈ. ધડકતે હૃદયે તેણે નોંધપોથીનાં પાછલાં પાનાં ફેરવ્યાં. પોતાની મનોવૃત્તિને તુષ્ટ રાખવાના વિવિધ પ્રયોગોની વાતો તેણે તેમાંથી વાંચી. સસરાના ટેબલ ઉપર જે કાંઈ મૂકવા તે ગઈ હતી, તે બધું પાછું લઇને તે હેઠળ ઊતરી આને તેણે માર્કંડને કહી દીધું: "ભાઈ, હું મુંબઈ આવવાની નથી. તમારે જવું હોય તો

આજે જજો."

રાત્રે દસ વાગતાં રામશંકર ઘેર આવ્યો. ઘરમાં તે માર્કંડને ન જોયો, પણ શારદાને જોઈ. શારદા તેના ભાઈ સા કેમ ન ગઈ, તે વિષે તે તેને કાંઈ પૂછે તે પહેલાં, શારદા સસર પગે પડીને બોલી: "બાપુજી, મને આશીર્વાદ આપો કે આપની છત્રછાયા હેઠળ સંતુષ્ટ વૈધવ્ય જ ગાળું."

રામશંકરની આંખોમાંથી ટપકેલાં અશ્રુબિંદુએ શારદા મસ્તક પર પડી આશીર્વાદ આપ્યો.

પિતા મને ધન આપીને મૃત્યુ પામ્યા હતા; માતા વાત્સલ્યનાં મીઠાં સંભારણાં આપીને મૃત્યુ પામી હતી; પત્ની પ્રેમપુષ્પ સરીખડું બાળક આપીને મૃત્યુ પામી હતી; પણ જે શાન્તિ મને જોઈતી હતી તે મળતી નહોતી.

ચિત્તને કોઈ પણ ઉદ્યમમાં પરોવવા મેં વેપાર કર્યો. વેપારમાં ધનનો નાશ થયો. ઘરબાર વેચાઈ ગયાં. અધૂરામાં પૂરું એકનું એક બાળક પણ મને નિષ્કંચન બનેલો જોઈ પોતાની માતા પાસે ચાલી ગયું. હું એકલો જ રહ્યો, પણ શાન્તિ ક્યાં હતી ?

મેં નિશ્ચય કર્યો કે આખી દુનિયા ઢૂંઢીને શાન્તિ પ્રાપ્ત કરવી. એ જ હેતુથી હું એક વાર ઘરની બહાર નીકળી પડયો. ઘેર બેઠે શાન્તિ કાંઈ સામી આવીને ઊભી રહેવાની નહોતી. આપણે જ શાન્તિને ભેટવાને તેની સમીપે પહોંચવું જોઈએ.

અનેક દેશોમાં હું ભટકયો, પરન્તુ ક્યાંય શાન્તિ નહોતી ! જેને પ્રાપ્ત કરવાને હું પ્રાણત્યાગ કરવા પણ તૈયાર હતો તે શાન્તિનો પત્તો જ લાગતો નહોતો !

સાંજનો સમય હતો. વર્ષાઋતુ ચાલતી હતી. ધોધમાર વરસાદ પડતો હતો. પ્રચંડ વાયુ ફૂંકાઈ રહ્યો હતો. વૃક્ષો મૂળમાંથી ઊખડી જવાના ભયથી થરથરતાં ઊભાં હતાં. ચોમેર પાણીના

ધોધ વહી નીકળ્યા હતા. ટાઢ પણ વાતી હતી. મને હવે પ્રવાસ કરવાનું અશક્ય લાગ્યું.

પણ થોભી જવા માટે કાંઈ આશ્રયસ્થાન તો જોઈએ ને! દૂરદૂર એક પ્રકાશનું કિરણ દેખાવા લાગ્યું અને ત્યાં આશ્રય મેળવી શકાશે એવી આશા ઉત્પન્ન થઈ. એ પ્રકાશના કિરણની દિશામાં હું ચાલ્યો.

કેટલેક દૂર જતાં જ એક મોટી હવેલી દેખાવા લાગી. હવેલીના સિંહદ્વારમાં જ એક નાનો છોકરો રમતો હતો. મેં તેને પૂછ્યું: "છોકરા! આજ રાતની રાત હું અહીં રહું?"

છોકરાએ આશ્ચર્યચકિત દૃષ્ટિથી મારી સામે જોયું. મને લાગ્યું કે તેને ભય લાગ્યો હોવો જોઇએ. તે બોલ્યો: "મને શી ખબર? પાસેના ઓરડામાં મારા મોટા ભાઈ વાંચતા બેઠા છે, તેમને પૂછો."

હું તે ઓરડામાં ગયો. મેજ ઉપર દીવો મૂકીને એક જુવાન પુસ્તક વાંચવામાં નિમગ્ન બેઠો હતો.

મેં ઉદ્‌ગાર કાઢયો: "ભાઈ!" તે જુવાને મારી સામે દૃષ્ટિ કરી. હું આગળ બોલ્યો: "કૃપા કરીને મને..."

"તમારે જે કંઈ કહેવું હોય તે બાપાજીને કહો. જુઓ, સામેના ઓરડામાં તે બેઠા છે, ત્યાં જાઓ."

હું તે ઓરડામાં ગયો. એ પ્રૌઢ વયનો પુરુષ તંબાકુમાં ચૂનો મસળતો બેઠો હતો. મને જોતાં જ તેણે પૂછ્યું: "તમારે કોનું કામ છે?"

"આજ રાત પૂરતી જો..."

"હં, હં, પણ તમે પેલા ખંડમાં બાપાજી છે, ત્યાં જાઓ

અને તેમને કહો. આ હવેલીનો માલિક હું નથી.”

મેં એ ખંડમાં જઈને જોયું. દૂર એક ખાટલામાં અતિ જર્જરિત દેહવાળો પુરૂષ સૂતો હતો.

હું બોલ્યોઃ “મહારાજ...”

અતિક્ષીણ સ્વરે સૂતેલા વૃદ્ધે જવાબ આપ્યોઃ “શો હુકમ છે?”

“હું આજની રાત અહીં...”

“પણ તેમાં મને શાને કહો છો? આ હવેલીના માલિક તો બાપુજી છે, તેમને કહો. તે બાજુના ઓરડામાં છે.”

હું બાજુના ઓરડામાં ગયો. એક ઝૂલતા પલંગ પર અત્યંત વૃદ્ધ પુરુષ સૂતો હતો. તે થરથર કંપતો હતો. તેની છાતી ઊંચીનીચી થતી હતી અને તે સાથે આખો દેહ પણ ઊંચોનીચો થતો હતો. શરીરની ચામડી સુકાયલા આંબળા જેવી થઈ ગઈ હતી. તેને જરાક ધક્કો લાગતાં જ તેના દેહપિંજરનો ભૂક્કો થઈ જાય એમ લાગતું હતું.

મેં તેને કહ્યુંઃ “મહારાજ! મને આજ...”

તેનાથી બોલી શકાતું નહોતું, એટલે તેણે માત્ર આંગળી ઊંચી કરીને બાજુના ખંડમાં જવા ઈશારત કરી.

એ ખંડમાં વળી કોઈ બીજો અત્યંત વૃદ્ધ પુરુષ હશે એમ મને લાગ્યું. પણ ના! ત્યાં કોઈ વૃદ્ધ હતો જ નહિ. ત્યાં તો મૃગચર્મ ઉપર અપૂર્વ સૌંદર્યશાલિની યુવતી બેઠી હતી. તેણે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેના સૌંદર્યના પ્રકાશથી તે આખો ઓરડો પ્રકાશમાન થઈ રહ્યો હતો. પરિધાન કરેલાં કાળાં વસ્ત્રોથી

તે અત્યંત દીપી નીકળતી હતી.

તે યુવતી સાથે કેવી રીતે અને શી વાત કરવી તેની હું કલ્પના પણ કરી શકયો નહિ; જાણે મારી જિહ્વાની શક્તિ જ હરાઈ ગઈ હોય એમ હું મૂગો બની ગયો.

કેટલીક વાર સુધી હું ત્યાં ઊભો જ રહ્યો, પરંતુ મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

મને સ્તબ્ધ ઊભો રહેલો જોઇને તે યુવતીએ મને પૂછ્યું: "આપને શું જોઇએ છે?"

અહા! કેવો મંજુલ સ્વર! સ્વર્ગમાંની અપ્સરાઓનું વીણાવાદન પણ એટલું મધુર નહિ હોય! તેનો સ્વર સાંભળતાં જ મારું હૃદય શાંત થયું. આટલા દિવસ દિલમાં જે દારુણ વેદના થતી હતી, તે એક ક્ષણમાં કોણ જાણે કયાંય ચાલી ગઈ.

તે સુંદરી પુનઃ મધુર સ્વરે મારી પ્રત્યે બોલી: "શું આપને ભય લાગે છે? આપને શું જોઈએ છે તે મને કહો. જેને જે જોઈએ તે હું આપું છું."

શું માગવું? અંતઃકરણમાં લાખ્ખો વાસનાઓ જાગ્રત થઇ. છેવટે મનમાં વિચાર્યું કે જેને જે જોઇએ તે આ સુંદરી આપી શકે છે અને તેનું જ દર્શન મને પ્રાપ્ત થયું છે તો મારી કોઈ પણ વાસના અણપૂરી નહિ રહે.

સુંદરીએ મને પુનઃ પૂછ્યું: "કહો, હવે આપને શું જોઇએ છે?"

ધૈર્યપૂર્વક મેં ઉત્તર આપ્યો: "મને તું જ જોઈએ છે!"

"ઠીક. મને ખુશીથી લઈ જાઓ!"

એમ કહીને તે બે ડગલાં મારી સમીપે આવી. તેના ઓષ્ઠ

મને ચુંબવાને તત્પર થયા. તેણે પોતાના બેઉ કર મારા ખભા ઉપર સ્થાપિત કર્યા અને પૂછ્યું: "મારું નામ જાણો છો?"

મેં કહ્યું: "ના!"

"મારું નામ મૃત્યુદેવતા!"

"કશી ફિકર નહિ! તારી અપાર શક્તિ જ મારી મનઃકામના પૂરી કરે તેમ છે!"

અને તેના શીતલ ઓષ્ઠયુગલે મારા લલાટપ્રદેશને સ્પર્શ કર્યો......

અહાહા! કેવી અવર્ણનીય શાન્તિ! 'શાન્તિશ્ચિરં ગેહિની' તે શું આજ સુંદરી નહિ હોય!



ગોવિંદને હજી ગયા મહિનામાં જ નવમું વર્ષ બેઠું હતુ. તેની દૃષ્ટિ હવે જગત તરફ જિજ્ઞાસા ઉપરાંત કુતૂહલથી જોવા લાગી હતી. ગરીબાઈમાં ઊછર્યો હોવાથી તેના વદન પર કોઈ વાર ચમકતું હાસ્ય પણ મંદ અને ફિક્કું દેખાતું હતું, પરન્તુ તેની આંખોમાંની ચમક કાંઈ છૂપી રહેતી રહેતી નહોતી.

તેના બાપ ખોડાએ તેને પૂરી મમતાથી ઊછેર્યો હતો અને તેને કોઈ વાતની ઊણપ રહેવા દીધી નહોતી. ગોવિંદ બે વર્ષનો હતો ત્યારે તેની માતા મૃત્યુ પામી હતી અને ગોવિંદ ખોડાના ઘરનો એકનો એક કુલદીપક હતો એટલે ગૃહિણીશૂન્ય વગડા જેવા એ ઘરમાં ખોડાને જો કાંઈ પણ આશાની ઉષ્મા રૂપ હોય તો તે ગોવિંદ જ હતો. ખોડાએ પોતાના તન–મન–ધનની એવી ઓથ ગોવિંદને ધરી રાખી હતી કે તેને ઊની આંચ પણ લાગે નહિ.

ખોડાને લાગતું હતું કે પોતે જે કષ્ટ વેઠીને ગોવિંદને ઊછેર્યો હતો તે કષ્ટનો વળતો બદલો પોતાને મળી રહ્યો છે. સાંજે નિશાળેથી ઘેર આવીને ગોવિંદ જ્યારે વાળુ કરતાં ખોડાને નિશાળમાં શીખેલી વાતો અને એવું બીજું ઉલ્લાસભેર કહેતો, ત્યારે ખોડાને એ પ્રસન્ન બાલમૂર્તિને જોઈ રહેવાનું જ મન થતું

અને મૃત્યુ પામેલી ગૃહિણીનું ઘડીભર વિસ્મરણ થઈ જતું.

જગત ઉપર કુતૂહલદૃષ્ટિથી જોતાં શીખેલા ગોવિંદને હવે કાંઈ કાંઇ ઇચ્છાઓ થતી. નિશાળમાં કોઈ ધનવાનનો છોકરો જરિયાની ટોપી પહેરી લાવતો તો પોતાની પાસે પણ તેવી ટોપી હોય તો કેવું સારું, એમ મન થતું. કોઈનો રંગીન કોટ તે આકાંક્ષાથી જોઈ રહેતો; કોઈનાં દોરી બાંધેલાં બૂટ પહેરવાની તેની ઇચ્છા થતી; એવી ઇચ્છા કોઈ વાર તે પિતાને પણ કહેતો, પણ ખોડો એ ઇચ્છા પૂરી શકે તેમ નહોતું. મામલતદારની કચેરીનો પટાવાળો ધનવાનોના પુત્રોની હરોળમાં પોતાના લાડકા પુત્રને બેસાડવા ક્યાંથી સમર્થ હોય? પણ ગોવિંદના કોડ પૂરવાને તે તેને પતંગ અપાવતો, ભમરડો લાવી આપતો અને દિવાળીના તહેવારોમાં પુત્રને પહેરાવવા માટે રેશમી ટોપી પણ આ વખતે ખોડાએ લાવી રાખી હતી.

એ નવી ટોપી પહેરાવીને ખોડાએ ગોવિંદને પહેલી વાર મામલતદાર સાહેબની ઓળખાણ પાડી અને તેને સલામ કરતાં શીખવી; જોકે સાહેબનું તે તરફ બરાબર લક્ષ નહોતું. સાહેબ કોટ પાટલૂન અને માથે દક્ષિણી ફેંટો પહેરીને સીગારેટના ધૂમાડા ઉરાડતા ચાલ્યા જતા હતા. બીજા હાથમાં ચાંદીની મૂઠવાળી લાકડી પકડી હતી. તેમના ચહેરા પરનો રૂઆબ જોઈને ગોવિંદને ભયાનક વાઘનું સ્મરણ થયું. પોતાના પિતાના સાહેબની ગોવિંદના મન ઉપરની એ પહેલી છાપ હતી.

એક વાર ગોવિંદને તેનો પિતા સાહેબની ઓફિસે લઈ ગયો ત્યારે તેને સાહેબનું બીજું દર્શન થયું હતું. ક્રિંગ...ક્રિંગ...કરતું કાંઈક વાગે કે તુરત ખોડો પોતાની કમર પરનો પટ્ટો સમો કરે અને પૂરી અદબથી તથા ખૂબ ઝડપથી સાહેબની ઓરડીમાં

જાય; પછી પાસેની બીજી ઓરડીમાં તે કોઇને બોલાવવા જાય; બીજા એક પટાવાળા પાસે કાગળિયાંનું મોટું દફતર ઊપડાવીને કારકુન આવે, અને ઓરડીની બહાર ખોડાને પૂછે: 'સાહેબ છે તો ખુશમિજાજમાં ને?' અને પછી કારકુન પેલા દફતર સાથે ગભરાતો ગભરાતો સાહેબની ઓરડીમાં પ્રવેશ કરે. ગોવિંદને લાગ્યું કે સાહેબની તબિયત પિછાણવામાં પોતાના પિતા ચતુર છે, પણ સાહેબથી તે પણ ખૂબ જ ડરે છે.

એક પ્રસંગે ગોવિંદે જોયું કે કારકુન ઉપર સાહેબ ખૂબ ગુસ્સે થયા છે, સાહેબ ટેબલ પર જોરથી મુઠ્ઠી પછાડે છે, ઘાંટો કાઢીને કારકુનને અંગ્રેજીમાં ઠપકો આપે છે, તે વખતે બહાર ઊભેલો ખોડો પણ ભયભીત થતો દેખાતો અને અંદર ઊભેલો કારકુન થરથર ધ્રૂજતો.

મામલતદારની કચેરીના ઓટલાના એક છેડા પર બેઠો બેઠો ગોવિંદ એક બાજુ લખેલા ને બીજી બાજુ કોરા એવા નકામા કાગળ ઉપર કંઈ લખતો હતો અને ચિતરામણ કાઢતો હતો. વારે વારે મ્હોંમાં પેન્સીલ બોળીને તે જાડા કાળા અક્ષરો કાઢવા મથતો હતો. એટલામાં તેણે સાહેબનો ઉતાવળો ઘાંટો સાંભળ્યો, ગુસ્સાભર્યા પણ ન સમજી શકાય તેવા ઉદ્‌ગાર સાંભળ્યા, અને તેણે તે તરફ દૃષ્ટિ કરી. તેનો પિતા બહાર સ્તબ્ધ થઇને ઊભો હતો અને અંદર ઊભેલો કારકુન વાઘ સમક્ષ ઊભેલી ગાય જેવો દેખાતો હતો.

ગોવિંદ ઊઠ્યો અને ધીરે ડગલે સાહેબની ઓફીસની ઓરડી તરફ ગયો. બારણાની બહારની બાજુએ લપાઈ તેણે અંદર સહેજ ડોકીઉં કર્યું. ખોડાએ આંખ કાઢીને ગોવિંદને ધીરેથી કહ્યું: "ખસી જા! ત્યાંથી ખસી જા!"

ગોવિંદે ડોકું પાછું ખેંચી લીધું પણ તેનું કુતૂહલ શમ્યું નહોતું. એટલે થોડી વાર પછી પિતાની દૃષ્ટિને બીજી બાજુએ વળેલી જોઇને તેણે ફરીથી ડોકીઉં કર્યું. સાહેબ હજી કારકુનને ઠપકો આપ્યા કરતા હતા અને કારકૂન મૂગો મૂગો ઊભો હતો. તુરત સાહેબે ખિસ્સામાંથી કાંઇક કાઢયું અને એક પછી એક કાગળો હાથમાં લઇને ખરરર–ખરરર કરતી સહીઓ કરવા માંડી.

ગોવિંદે જોયું કે એ તો સાહેબની પેન હતી. કેવી સુંદર એ પેન હતી! રંગે કાળી, વચ્ચે જાડી, ઉપર સાંકડી ને ચપટી અને અણીએ ચળકતી સોનેરીઃ જાણે પીળી ચાંચવાળું નાજુક કાબરનું બચ્ચું! જાણે એ વારે વારે ચાંચ નીચી કરીને કાંઇક ચણતું ચણતું કાગળ પર સરકી જતું હોય!

થોડી વારે કારકુન સાહેબ પાસેથી છૂટકારાનો દમ લઇને છૂટયો અને સાહેબે પેનને પાછી ગજવામાં મૂકી. ગોવિંદનું મન પણ એ સુંદર પેનની સાથે જ સાહેબના ગજવામાં પુરાયું.

ત્યારપછી જ્યારે જ્યારે ગોવિંદ પિતાની સાથે ઓફીસે આવતો, ત્યારે એ પેનવડે સાહેબને લખતા ચોરીછૂપીથી જોવા, એ જ તેના મનનું કુતૂહલ બની ગયું હતું. તે એ પેન તરફ લુબ્ધ દૃષ્ટિથી જોતો અને એવી પેન પોતા પાસે હોય તો પોતે કેવી ઝડપથી તાવના તાવ ભરીને લખી નાખે એવો તેને ઉમંગ થતો હતો. એ કાબરના બચ્ચા જેવી પેન અપાવવાને તેણે એક વાર પિતાને કહ્યું પણ ખરું, પણ પિતાએ તેને હસી કાઢયોઃ "મૂરખ! મારો બે મહિનાનો પગાર ખર્ચતાંય એવી પેન ન મળે!"

ગોવિંદ સમજ્યો કે એવી પેન પોતાથી ખરીદી શકાય નહિ પણ તેને એવી પેન રાખવાની હોંશ તો થતી જ હતી. પેન્સીલના

ટુકડાથી લખવામાં તેને કેટકેટલી અડચણો લાગતી હતી. અણી ઘસાઇ જાય તો તે છોલવા માટે ચપ્પુ જોઇએ, ચપ્પુ હોય નહિ એટલે પથ્થર પર ઘસીને અણી કાઢવી પડે અને એવામાં અણી ભાંગી જાય તો લખવાનું કામ જ બંધ થઇ જાય. પોતાના નવા જાકીટના ખિસ્સામાં પેલી સોનેરી ચાંચવાળી કાબરી પેન હોય તો કેવી મજા! ચડપ કાઢીને લખવા મંડાય અને કેટલાય દિવસ સુધી ચાલ્યા કરે. અક્ષર પણ કેવા મજાના! અને વળી એ પેન જાકીટના ઘરેણાની પેઠે કેવી દીપી નીકળે!

પણ એ કલ્પના સાથે તેણે ખિસ્સા તરફ જોયું. અંદર હાથ નાંખ્યો, તેમાં હતો એક પથ્થરપેનનો ટુકડો અને એક પેન્સીલનો તૂટેલો ટુકડો. પેન વિનાનું ગજવું તેને કેવું સૂનું સૂનું લાગતું હતું!

દિવસો જવા લાગ્યા પણ મામલતદાર સાહેબની એ પેન ગોવિંદથી ભૂલાતી નહોતી. તેને દિવસમાં દસ વાર અને રાત્રે સ્વપ્નમાં પણ એ સાંભરતી.

એક દિવસ તેણે સાહેબ પાસે એ પેન માગવાનો નિશ્ચય કર્યો. નિશ્ચય કાંઇ નાપાયાદાર નહોતો. તેને એ પેન મળવાની દૃઢ આશા ઊપજે એવો એક બનાવ બન્યો હતો. મામલતદાર સાહેબના ગજવામાંથી ભૂલથી પડી ગએલું એક પરબીડિયું ગોવિંદને ઓફિસની કચરાની ટોપલી પાસેથી જડયું હતું. પરબીડિયામાં દસ-દસ રૂપિયાની બે નોટો હતી. પટાવાળા મારફતે તે પરબીડિયું કોઇને પહોંચાડવા માટે મામલતદાર સાહેબે ટેબલ ઉપર રાખ્યું હશે અને પછી તે નીચે પડી ગયું હશે એવી ગોવિંદની એક કલ્પના હતી; બીજી કલ્પના ગોવિંદને ન આવી પણ તેના પિતાને કદાચ આવી હોત કે કોઇએ એ પરબીડિયું સાહેબને ભેટ મોકલ્યું હશે અને સાહેબ તે ગજવામાં મૂકતાં ભૂલી ગયા હશે અથવાતો ટેબલ પરથી

નીચે પડી જવાથી તેમના ધ્યાનની બહાર ગયું હશે. પણ ગોવિંદે પિતાને એ પરબીડિયાની વાત કરવામાં પોતાની સલામતી માની નહિ. કદાચ પિતા પોતા પર ચોરીનો આરોપ મૂકે અને પરિણામે પોતાને માર પડે એવી ગોવિંદને બીક લાગી હતી. આથી તેણે એ પરબીડિયું જાકીટના અંદરના ખિસ્સામાં બરાબર મૂકી રાખ્યું હતું અને વખતોવખત તે ગજવાની અંદર સલામત છે કે નહિ તે તે ચંચવાળી જોતો હતો.

સ્હવાર પડે એટલે પિતાને કહ્યા વિના સાહેબ પાસે જવું, પરબીડિયું આપવું અને ખોવાઈ ગએલી નોટો પાછી મળવાથી સાહેબ આનંદમાં આવેલા દેખાય કે તુરત નમ્રતાપૂર્વક પેલી કાબર જેવી ફાઉન્ટન પેન ઈનામ તરીકે માંગવી, એવો તેણે ક્રમ ગોઠવી રાખ્યો હતો. આ ક્રમ ગોઠવતાં તેને સાંજે ખાવાનું પૂરૂં ભાવ્યું નહોતું અને રાત્રે પૂરી ઊંઘ પણ આવી નહોતી. તેની દૃષ્ટિસમીપે એ ફાઉન્ટન પેન સુંદર શણગારમાં સજ્જ થએલી દેખાતી હતી અને ઊંઘમાં તો તેને એ કાબરની પેઠે ઊડતી પણ ભાસતી હતી!

બીજે દિવસે દસ વાગે તે સાહેબને ઘેર ગયો, પણ સાહેબ ઘેર નહોતા. ઓફીસે ગયા હતા. આટલા વહેલા સાહેબ કોઇ દિવસ ઓફીસે જતા નહિ, છતાં આજે તે ગયા એ ગોવિંદને માટે નવાઈની વાત હતી. પોતાના પિતા ઓફીસે આવી ગયા હશે એવી ગોવિંદની ગણતરી હતી પણ ગોવિંદ ઓફીસે પહોંચ્યો ત્યારે સદ્‌ભાગ્યે હજી ખેડો આવ્યો નહોતો. તેણે ઓફીસના બારણાની પાછળથી અંદર ડોકિયું કર્યું. અહાહાહાહા! પેલી પેન સાહેબના ખિસ્સામાં શોભી રહી હતી! તેના દર્શનથી જ ગોવિંદ ઉત્સાહમાં આવ્યો અને ઓફીસમાં દાખલ થયો.

આજે મેજ પર નવી કાળી બનાત બિછાવેલી હતી, લેખન-

સાહિત્ય પડ્યું હતું, કાગળો ગોઠવીને મૂકેલા હતા, પિતાને વારંવાર ઑફિસ કરાવનારી પેલી ઘંટડી પણ આજે વધારે ચળકાટ બતાવતી હતી, સાહેબ કાગળનો પથારો ટેબલ પર કરીને ખુરશીમાં બેઠા હતા. પોતે અદ્‌ભુત રમ્ય સ્થાને આવ્યો છે એવું ગોવિંદને લાગ્યું.

"સાહે...બ!" તેણે હળવેથી ઉદ્‌ગાર કાઢ્યો.

સાહેબે સહેજ માથું ઊંચું કરીને દૃષ્ટિપાત કર્યો અને તેનો ચહેરો વાઘના પંજામાં પડેલા હરણના બચ્ચા જેવો દેખાવા લાગ્યો.

ધ્રૂજતે હાથે પરબીડિયું કાઢીને તેણે સાહેબની સમક્ષ મૂક્યું અને તે પોતાને ક્યાંથી તથા કેવી રીતે મળ્યું અને તેમાં પોતાના જોવામાં શું આવ્યું તે તેણે આવડ્યું તેવા શબ્દોમાં જેમ તેમ કહી નાંખ્યું. ભય અને સંકોચથી તે ગભરાયો પણ ખરો.

પણ સાહેબને હજી પરબીડિયું ખોવાયાનું સાંભર્યું નહિ કે પટાવાળાના છોકરાના આ પ્રમાણિકપણાની કિંમત સૂઝી નહિ: કોણ જાણે!

"ઠીક, મૂકી દે અહીં." એમ કહીને સાહેબ પાછા કાગળ તપાસવામાં મગ્ન થઇ ગયા, અને ગોવિંદ પેન કેવી રીતે માગવી તેનો વિચાર કરતો જ ઊભો. કાંઇક હિંમત ધારણ કરીને તેણે ધીમેથી ઉદ્‌ગાર કાઢ્યો: "સાહે...બ!"

સાહેબના કપાળ પર અકસ્માત આંટણ પડ્યાં. કામમાં વચ્ચે કોઈ અડચણ કરે તે તેમને પસંદ નહોતું. તે ગુસ્સે થઈ ગયા અને ગોવિંદની સામે જોઇને એવી દૃષ્ટિ કરી કે ઑફીસમાંથી ગુપચુપ બહાર નીકળી જવામાં જ ગોવિંદને સલામતીનો ભાસ થયો. એટલામાં બહાર આવીને ઊભેલા ખોડાએ એકદમ તેની કાનપટ્ટી પકડી અને તેને દૂર લઈ જઇને ગુસ્સાથી હાથ ઉગામ્યો પછી પાછો તે ઑફીસના બારણા પર આવીને ઊભો.

અપ્રાપ્ય વસ્તુ અધિક પ્રિય લાગે છે. એ કાબરી પેન હવે ગોવિંદને ચેન પડવા દેતી નહોતી. પિતાના ગુસ્સાને પણ તે ભૂલી ગયો અને તેનું ચિત્ત એ પેનમાં જ પરોવાઈ ગયું.

એટલામાં ઑફીસમાં દોડાદોડી થતી દેખાવા લાગી. કારકુનોની આવજા વધી પડી. ઘંટડી વારંવાર વાગવા લાગી. પિતાને વેગથી આવજા કરતા ગોવિંદે જોયા. પ્રવાસે નીકળેલા કલેકટર સાહેબ ઑફીસની મુલાકાતે આવવાના હતા, તેથી જ ઑફીસમાં ધમાલ ચાલી રહી હતી.

થોડી વારમાં મોટરનું ભૂંગળું વાગ્યું. મામલતદાર સાહેબ ઝડપથી ઑફીસમાંથી બહાર નીકળી આવ્યા. એક ગોરા સાહેબ મોટરમાંથી ઊતર્યા. તેમને મામલતદારે નમી નમીને સલામો કરી. હાથમાંની ચીરૂટના શણગારથી શોભતા કલેકટર સાહેબ ઑફીસમાં પેઠા. ગોવિંદ એ દૃશ્ય સ્તબ્ધ બનીને જોઈ રહ્યો.

કલેકટરનો અવાજ ખૂબ ગંભીર હતો. બીજાઓને દબાવવાની એ અવાજમાં શક્તિ હતી એમ ગોવિંદને લાગ્યું. કારકુનો અને પટાવાળાઓને દબાવનારા મામલતદાર સાહેબ પણ કલેકટર સાહેબથી દબાય છે અને ડરે છે એ જોઈને ગોવિંદને આશ્ચર્ય થયું. થોડી વાર પછી ઑફીસની અંદર ડોકિયું કરીને જોતાં ગોવિંદનું એ આશ્ચર્ય વધી પડ્યું.

મોટા સાહેબ નાના સાહેબ ઉપર ખૂબ ગુસ્સે થયા હોય એમ ગોવિંદને લાગ્યું. મોટા સાહેબ કાંઈ યસ–ફસ બોલતા હતા અને હાથમાંની ફાઈલના કાગળ ઝટાઝટ ફેરવતા હતા, તેમજ નાના સાહેબ તરફ ચડચે મ્હોંએ જોતા હતા. એટલું જાણે પૂરતું ન હોય, તેમ મોટા સાહેબ એક પછી એક ફાઈલો તપાસીને નીચે ફેંકતા હતા !

એટલામાં સાહેબને કાંઈક લખવું છે એમ જોઇને અતિશય અદબથી બાજુએ ઊભેલા નાના સાહેબે પોતાની પેન ચકચકતી ગજવામાંથી કાઢીને મોટા સાહેબ સમક્ષ ધરી. ગોવિંદ આંખો ખેંચી પોતાની વહાલી કાબરી પેનને જોઈ રહ્યો.

લખતાં લખતાં વચ્ચે શું થયું, કોણ જાણે, પણ પેન એક-દમ અટકી ગઈ. મોટા સાહેબે તેને જોરથી ઝાટકીને ફરીથી લખવાની શરૂઆત કરી, પણ તેથી પેનની સાન ઠેકાણે આવી હોય એમ લાગ્યું નહિ! એક વાર ફરીથી ઝાટકયા છતાં, દાબીને લખી જોયા છતાં પણ તે ન જ ચાલી! સાહેબે ગુસ્સાના આવેશમાં 'ડેમ' કરતાં જ તેને નીચે ફેંકી દીધી!

હાય હાય! બિચારી પેનની દુર્દશા ગોવિંદથી જોઈ જતી નહોતી! ભોંયે પછડાતાંજ તેની સોનેરી ચાંચનાં ફાડિયાં થઈ ગયાં હતાં અને માંહેથી લાલ-લાલ લોહીનાં બે બિંદુઓ નાકળીને ભોંયે પડ્યાં હતાં! ગોવિંદે જાણે પોતાની પાળેલી પ્રિય કાબરના મૃત્યુનું જ દર્શન કર્યું. ગોવિંદનું અંતર કમકમી ગયું.

એ જ ક્ષણે બોડાએ ગોવિંદનો હાથ પકડીને તેને આઘો ખસેડ્યો. ગોવિંદ ખસ્યો ખરો, પણ એક વાર તેની દૃષ્ટિને સુંદર તથા આકર્ષક લાગેલી એ પેનની અત્યારની તુચ્છ દશાએ તેના આનંદ, આશા અને આકર્ષણનું પણ મરણ નીપજાવ્યું હતું.

●

આજની પેઠે તે કાળે પણ સવારે સૂર્ય ઊગતો, સૃષ્ટિમાં નવચૈતન્ય નિર્માણ થતું દેખાતું, વાતાવરણમાં માધુર્ય પ્રકટતું, વનવાસી ઋષિઓમાં આનંદ અવતરતો; અને સાંજે સૂર્ય અસ્ત પામતો, રાત્રિનાં અંધારાં પ્રસરતાં, આખું વન સ્તબ્ધ-શાન્ત બની જતું, આનંદ ઓસરી જતો અને ઋષિઓ પોતપોતાની કુટિઓમાં જઈને નિદ્રાધીન થતા.

રાત્રે કે દિવસે કોઈ વાર કાંઈ નવીનતા દેખાતી તો તે એટલી જ કે કોઈ દિવસ ઝંઝાવાત ઊપડતો અને વૃક્ષો ડોલી રહેતાં, કદી રાત્રે વિજળી ચમકતી અને તીવ્ર તેજથી વનને અજવાળતી, તો કોઈ વાર વનના પ્રાંતભાગમાં સિંહ કે વાઘનાં દર્શન થતાં અને ઋષિઓ ચમકી જતા. બાકી તો દિવસ અને રાત એકસરખાં ચાલ્યાં જતાં હતાં.

ઋષિઓ પ્રભાતમાં નિત્યકર્મ કરતા, પછી વનફળ લઈ આવતા, થોડી ખેતી કરવામાં આવતી હતી તે સંભાળતા, અને બાકીનો બધો દિવસ પ્રભુભજનમાં કે ઉપનિષદોનો અભ્યાસ કરવામાં ગાળતા. કુલગુરુ એક વૃદ્ધ ઋષિ હતા તે કવિ અને સંગીતજ્ઞ પણ હતા. તે નવાં પદ્યો રચતા અને વીણાના સ્વરમાં તે ઉતારતા. તેમનું વીણાવાદન અદ્દભુત હતું. વૃદ્ધાવસ્થાને લીધે તેમની

શ્રવણશક્તિ કાંઈક મંદ બની હતી, પણ વીણાવાદનકાળે તેમની એ શક્તિની ઊણપ જરાયે જણાતી નહિ.

પોતાના જુવાન અને પ્રૌઢ શિષ્યોને જ્યારે તે અભ્યાસ કરાવતા ત્યારે તેમના અંતરનો આનંદ પ્રકટી નીકળતો. તે પ્રભુની શક્તિ અને સમૃદ્ધિનું વ્યાખ્યાન કરતા ત્યારે ખૂબ ભાવનાવશ બની જતા અને ભાવનાવશતામાં જ કોઇ કરુણ પ્રસંગ વિષે બોલતાં રડી પણ પડતા. આનંદાવેશમાં પણ જ્યારે તે પૂરા ખીલી નીકળતા ત્યારે તેમની આંખમાં આંસુ ચમક્યા વિના રહેતાં નહિ.

વીણાવાદન વખતે કોઇ કોઇ વાર જાણે તેમને અનાહત બ્રહ્મનાદ સંભળાતો હોય તેમ તે લીન બની જતા અને આસપાસની સૃષ્ટિનું ભાન પણ ભૂલી જતા. એવે વખતે શિષ્યો પણ ગુરુદેવમાં સાક્ષાત્ ઇશ્વરનું દર્શન કરતા હોય તેમ ભક્તિભાવથી ભરિત અંતઃકરણવાળા બની જતા અને આજ્ઞાશીલ બનીને ગુરુસેવામાં જ જીવનની સાર્થકતા માનવાનો દૃઢ સંકલ્પ પણ કરતા.

નિત્યકર્મ, અધ્યયન–અધ્યાપન, કવિતારચના અને વીણાવાદનઃ એ બધાંથી ગુરુને નિરતિશય આનંદ થતો, અને શિષ્યો પણ એ આનંદને કોઈ કોઇ વાર અનુભવી શકતા. એ વનનિવાસમાં રોજરોજ એકસરખો પક્ષીઓનો કોલાહલ કાન ભરી દેતો, એકસરખાં વૃક્ષો અને ફૂલો રોજરોજ દૃષ્ટિ સમીપે ઊભાં રહેતાં, એકસરખાં રાત દિવસ જતાં અને એકસરખો ગુરુનો ઉપદેશ ચાલ્યા કરતો, તેથી શિષ્યોને કેટલીક વાર કંટાળો પણ આવતો, પરંતુ તેઓ સમજતા હતા કે આત્મકલ્યાણ તો વનનિવાસમાં અને આવા સદ્‌ગુરૂની સેવાભક્તિ કરવામાં જ રહેલું છે.

નવીન વાતાવરણ માટે તેમનું અંતર કોઈ વાર તલસતું. વસતીવાળાં ગ્રામ–નગર પચીસપચાસ કોસ દૂર હતાં, એટલે કોઇ ઇતર જનનો સમાગમ જ અશક્ય હતો. વગડાઉ પશુઓ જોવામાં

આવતાં પણ તે રોજ એકસરખાં જ. એ એકધારા જીવનમાં નવીન આનંદાનુભવ કોઇ વાર ગુરુના સંગીતથી પ્રાપ્ત થતો, પણ એ આનંદ ચિરસ્થાયી બનતો નહિ.

એક દિવસ એકાએક એક સંસારી પુરૂષ ત્યાં આવ્યો ત્યારે તેને જોઇને એ વનનિવાસીઓને આશ્ચર્ય અને કુતૂહલ ઉત્પન્ન થયાં. તેમણે માન્યું કે એ ગુરુદેવનો આશીર્વાદ લેવાની અભિલાષાથી આવ્યો હશે, પણ તેણે એવા આશીર્વાદની ચાહના કર્યા પૂર્વે એકદમ કશું ખાવા આપવાની જ માગણી કરી. ઋષિઓને લાગ્યું કે તે કોઈ નાસ્તિક ને પાપી માણસ હોવો જોઇએ, કારણકે વિવેક તે શું તેનું તેને કશું ભાન જ નહોતું. તેમના અંતરમાં એવું પણ જન્મ્યું કે આવો માણસ પણ જો ગુરૂદેવની ભક્તિ કરે અને ત્યાં જ આવીને રહે તો ઉત્તરોત્તર તેને સાચું આત્મજ્ઞાન લાધે અને તેનું કલ્યાણ થઇ જાય. પણ પહેલાં તો તેની ભૂખ સંતોષવી જોઇએ એમ માનીને તેમણે એ પુરૂષને ભોજન આપ્યું.

પછી તે ક્યાંથી નીકળ્યો હતો અને વનમાં કેમ આવ્યો હતો તે વિષે તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે કહ્યું કે હું શિકાર કરવા નીકળ્યો છું, પણ નીકળતાં પહેલાં મેં ખૂબ મદ્ય પીધો હતો તેથી હું રસ્તો ભૂલી ગયો અને આટલે દૂર ચાલ્યો આવ્યો.

ઋષિઓના મનમાં સ્પષ્ટ થયું કે એ માણસ પૂરેપૂરો પાપી છે, અને એના આત્માનું કલ્યાણ થાય એ માર્ગે તેને વાળવો એના જેવો બીજો કોઈ પરમાર્થ નથી. તેમણે તેને ઉપદેશ કર્યો કે, "તું સંસાર છોડીને અમારી સાથે વનમાં આવીને રહે. અહીં અભ્યાસ કર, ગુરુદેવની વાણી સાંભળ, પ્રભુભક્તિ કર, અને પછી

તને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે એટલે તારૂં કલ્યાણ થશે. સંસારમાં ભટકવાથી તો તારૂં અકલ્યાણ જ થવાનું છે."

એ વાત સાંભળીને પુરૂષ હસ્યો અને બોલ્યોઃ "ના ભાઈ, મારો ને તમારો મેળ ખાય નહિ!"

તે ભોજન કરતો હતો, તે વખતે એક શિષ્ય ગુરુને બોલાવી લાવ્યો કે જેથી ગુરુના ઉપદેશથી એ પાપી માણસ ધર્મ તરફ વળવા પામે. ગુરુ આવ્યા અને એ પુરૂષને મૂગામૂગા જોઈ રહ્યા. એણે ગુરુદેવને વન્દન પણ કર્યું નહિ.

ભોજન કરી રહ્યા પછી તે માણસે એ ગુરુ અને શિષ્યો બધા તરફ તુચ્છકારની દૃષ્ટિથી જોયું અને કહ્યુંઃ "તમે લોકો કશો ઉદ્યમ કરતા નથી અને માત્ર ખાઈપીને આળસમાં વખત વીતાડો છો. કશું પણ કાર્ય કરવાની તમારામાં યોગ્યતા જ રહેવા પામી નથી. શું આવા જીવનથી આત્મકલ્યાણ થાય છે? જે સૃષ્ટિના તમે માનવીઓ છો, તે જ સૃષ્ટિના તમારા બીજા બંધુ માનવીઓ પણ છે, તેઓ આજે દુઃખથી હિજરાઈ રહ્યા છે, ભૂખથી મરી રહ્યા છે—અરે કપાઈ પણ રહ્યા છે, ત્યારે તમે અહીં હાથ જોડીને બેસી રહો છો, ખાઓ છો, પીઓ છો અને આનંદનાં સ્વપ્નોમાં મસ્ત રહો છો! તમારા જેવા પવિત્ર કહેવાતા માનવીઓને આ શોભે છે ખરૂ? વનમાંથી નીકળીને નગરમાં આવીને જરા જુઓ કે ત્યાં શું શું થઈ રહ્યું છે. કોઈ અન્ન વિના મરે છે તો કોઈ પોતા પાસેની સંપત્તિનો ઉપયોગ કેવી રીતે કરવો તે ન સમજવાથી દુરાચારમાં આળોટે છે, અને મધને વળગેલી માખીઓની પેઠે નાશ પામે છે. તેમને જ્ઞાન નથી, સમજ નથી, તેમનું કલ્યાણ કોણ કરશે! તેમને સદાચારી કોણ બનાવે? મારા જેવો સંસારી માણસ જેને પીવા માટે મદ્ય જોઇએ છે અને ખાવા

મારે શિકાર કર્યા વિના ગમતું નથી, તે માણસનું એ શું કામ છે? કશું ય કર્યા વિના આ ઝુંપડીઓમાં બેસી રહેવું એ જ શું તમારા ધર્મની વ્યાખ્યા છે?" એમ કહીને એ ચાલ્યો ગયો.

એ મદ્યપી શિકારીએ ઉશ્કેરાઈને ઉચ્ચારેલા શબ્દો ઉદ્ધત અને અવિનયપૂર્ણ હતા, પણ ગુરુદેવના મન ઉપર તેની વિલક્ષણ અસર થઈ. તેમના વદન ઉપર વિષાદની પાંડુતા છવાઈ ગઈ. તેમણે કહ્યું: "શિષ્યો! એ માણસ સાચું બોલી ગયો છે. મોહ અને અજ્ઞાનથી બિચારા લોકો અનીતિ અને દુરાચારમાં આળોટી રહ્યા છે અને તેમને સન્માર્ગે વાળવા એ આપણું જાણે કર્તવ્ય જ ન હોય, તેમ આપણે અહીં નિરાંત કરી રહ્યા છીએ. તેમનું અજ્ઞાન ટાળવાને તેમની પાસે પહોંચી જઈને તેમને ઉપદેશ આપવો એ આપણો ધર્મ છે."

*

બીજે જ દિવસે ગુરુદેવ દંડ કમંડલ લઈને વનમાંથી નગરમાં જવા નીકળ્યા અને શિષ્યોને ઠાવકા રહેવાનું સૂચન કરતા ગયા.

દિવસો પછી દિવસો જવા લાગ્યા. શિષ્યોને અધ્યાપન કરાવવા ગુરુ નહોતા, તેમનું વીણાવાદન નહોતું, નવીન પદ્યો સાંભળવા મળતાં બંધ થયાં, ગુરૂનાં પ્રવચનો પણ હવે ક્યાં હતાં? શિષ્યો જેમ તેમ કરીને દિવસો ગાળવા લાગ્યા.

ત્રણ માસે ગુરૂદેવ પાછા વનમાં આવ્યા અને શિષ્યો તેમને ઘેરી વળ્યા. તેઓ ગુરૂદેવને કાંઈ કાંઈ પ્રશ્નો પૂછવા લાગી ગયા. ગુરૂદેવ શરીરે ખૂબ કૃશ થઈ ગએલા દેખાતા હતા અને તેમના વદન ઉપર આનંદને બદલે દુઃખ તથા શોકની છાયા ફરી વળી હતી. પ્રશ્નોના ઉત્તરો આપવાને બદલે પહેલાં તો તે ખૂબ રડ્યા.

ગુરૂદેવને રડતા જોઇને શિષ્યોને પણ દુઃખ થયું અને તેમની આંખોમાં આંસુ ધસી આવ્યાં. પછી તેમણે સહાનુભૂતિ દાખવીને એ શોક તથા ખિન્નતાનું કારણ પૂછ્યું, પણ ગુરૂદેવ તેનો જવાબ આપવાને બદલે પોતાની કુટિમાં પેસી ગયા અને બારણું બંધ કરીને સાત દિવસ સુધી બહાર જ નીકળ્યા નહિ. એ સાતે દિવસ તેમણે ખાવું–પીવું–ગાવું છોડીને કેવળ રડવામાં જ ગાળ્યા હતા.

છેવટે તે બહાર આવ્યા અને શિષ્યોને બોલાવીને ત્રણ માસનો નગરનો અનુભવ તેમની સમીપે કહી બતાવ્યો. એ કથનની શરૂઆત કરી ત્યારે તેમના વદન ઉપર દુઃખ અને કોપ ઊભરાઈ આવ્યાં. વનમાંથી નગરમાં પહોંચતાં સુધીના પ્રવાસનું વર્ણન કરતાં તેમના સ્વરમાં શાન્તિ અને નેત્રમાં પ્રસન્નતા ઊભરાતી. તેમણે કહ્યું: “માર્ગમાં પક્ષીઓ ગાતાં હતાં, ઝરણાંમાંથી વહેતા પાણીનું સંગીત શ્રવણગોચર થતું હતું, અને મારા હૃદયમાં યૌવનની મધુર આશા ઉત્પન્ન થતી હતી. એવા સુખસ્વપ્નમાં હું સામવેદનું ગાન ગાતો ચાલતો હતો. પ્રવાસ કેવી રીતે પૂરો થયો તેનું પણ મને ભાન નહોતું.”

પછી જ્યારે નગર અને નગરવાસીઓ વિષે તે બોલવા લાગ્યા ત્યારે તેમના સ્વરમાં કઠોરતા આવી, કોપ પ્રકટ્યો અને તેમની આંખોમાં રક્તિમા તરી આવી. તેમણે કહ્યું: “નગરમાં ગયા પછી મેં જે કાંઈ જોયું તે મેં પૂર્વે કોઈ વાર જોયું નહોતું, એટલું જ નહિ પણ મને તેની કલ્પના પણ આવી નહોતી. આટલો વૃદ્ધ થયા પછી મેં પહેલી જ વાર જોયું કે પાપનું સ્વરૂપ પણ અત્યંત આકર્ષક બન્યું છે અને બિચારો માનવી નિર્બળ મનનો અને નકામું પ્રાણી બની ગયો છે. દુર્દૈવે હું જ્યાં પહેલવહેલો ગયો તે ઘર વેશ્યાનું હતું. ત્યાં ગાયન–વાદન ચાલતાં હતાં. શ્રીમંતો

મદ્ય પીતા હતા, ગંદી વાતો કરતા હતા અને નિર્લજ્જપણે હસતા હતા. ગાયન–વાદન મધુરાં હતાં, પણ એ મધુરતા તેમના ચિત્તમાં પ્રવેશતી જ નહોતી. તેમનાં વાણી અને વર્તનનું વર્ણન કરતાં પણ પાપભીરૂ માનવી કમકમી જાય. તેમનામાં લજ્જા કે વિચાર કશુ જ નહોતું. તેમને પ્રભુનો તો ડર નહોતો જ, પણ મૃત્યુનો ય ડર નહોતો! વાસના જે દિશામાં તેમને દોરી જાય તે દિશામાં તેઓ દોડી જતા હતા. તે મદ્ય પીતા હતા તે મધુર તો હશે જ, કારણકે તે પીવાથી તેઓ આનંદથી હસતા હતા અને વધુ ને વધુ પીવા ઇચ્છતા હતા. પીનારાઓના હાસ્યની સાથે જાણે પ્યાલામાંનો મદ્ય પણ હસતો હોય એવો ભાસ થતોઃ મદ્ય પણ સમજતો હોવો જોઇએ કે પોતામાં ભરેલી વાસના તે પીનારાઓના ખ્યાલમાં નથી!"

પછી સંતપ્ત થઇને તે આગળ બોલ્યાઃ "જ્યાં આ બધા શોખીન લોકો બેઠા હતા ત્યાં એક વેશ્યા અર્ધ ખુલ્લે દેહે ઊભી હતી. તે સુંદર અને મોહક હતી અને માત્ર દર્શનથી જ તે પેલા શોખીનોના કેફમાં વધારો કરી રહી હતી. લાવણ્યથી નીતરતી, ફૂલગુંથ્યા કેશથી શોભતી, ગૌરવર્ણી, કાળી ભ્રમર સરખી આંખોવાળી અને ઉન્માદક ઓષ્ઠવાળી એ નિર્લજ્જ સર્પિણી પોતાની શ્વેત દંતપંક્તિ દર્શાવતી મંદ મંદ હસતી હતી. જાણે તે કહી રહી હોય, કે જુઓ! હું કેવી નિર્લજ્જ અને સુંદર છું! તેણે રેશમી–જરિયાની વસ્ત્રો પહેર્યાં હતાં, પણ તે એટલાં બારીક હતાં કે વસંતઋતુમાં જમીનમાંથી ફૂટતાં કોમળ તૃણાંકુરોની પેઠે તેનાં અંગો એ વસ્ત્રોની હેઠળથી ડોકિયાં કરતાં હતાં, અને તેની લજ્જાહીનતાનું વધુ દર્શન કરાવતાં હતાં. અરે, પછી તો એ નીચ સ્ત્રીએ પણ મદ્યપાન કર્યું, પછી ગાયન ગાયું અને જેણે ઇચ્છા દાખવી તેને પોતાનું પાપી શરીર પણ અર્પણ કર્યું! અરરર..."

એ વેશ્યાગૃહનું વધુ વર્ણન કરવાની શક્તિ હવે ગુરૂદેવમાં રહી નહોતી એટલે તેમણે થોડી વાર અટકીને નગરમાં થતાં નાટકોનું, તમાશાઓનું, સ્ત્રીઓનાં ચિત્રપ્રદર્શનનું, ચિત્રશાળાઓ તથા શિલ્પાલયોનું વર્ણન કર્યું. બધા શિષ્યો તે સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા, અને આનંદથી જાણે બેહોશ થઈ ગયા.

નગરમાં પ્રસરી રહેલાં મોહ અને વાસનાઓનું, અપવિત્ર સ્ત્રીદેહના ઉન્માદક સૌન્દર્યનું અને વિલાસો પાછળ જીવન ગાળતા નાગરિકોનું વર્ણન કરીને ગુરૂદેવે એવા નગરજીવનને શાપ આપ્યો અને તે પાછા કુટીમાં પેસી ગયા તથા દ્વાર બંધ કરી દીધું.

*

સવારે જ્યારે તે કુટી ઉઘાડીને બહાર આવ્યા ત્યારે આશ્રમમાં એકકે શિષ્યને તેમણે જોયો નહિ! બધાય નગર ભણી ચાલી નીકળ્યા હતા. [એક રશિયન કથાને આધારે]

●

ડૉ. કંચનગૌરીએ સુરતના એક ધર્માદા સાર્વજનિક દવાખાનામાં નોકરી લીધાને માત્ર બે જ વર્ષ થયાં હતાં, પરંતુ એટલા સમયમાં પોતાના મળતાવડા અને પ્રેમાળ સ્વભાવથી તેણે ખૂબ પ્રસિદ્ધિ જ નહિ પણ લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. સ્ત્રીડાકટરનાં દર્દીઓ મોટે ભાગે સ્ત્રીઓ જ હોય છે, અને લાગણીશીલ લેખાતી સ્ત્રીજાતિ જ્યારે દર્દથી આર્દ્ર બને, ત્યારે તેને જો પ્રેમાળ સ્ત્રીડાકટર મળે, તો પછી એ ડાકટરની દવા કરતાં તેની પ્રેમાળતાનું વશીકરણ જ દર્દ મટાડવામાં વધારે ભાગ ભજવે એ ખુલ્લું છે. કંચનગૌરીમાં આવડત હતી, પ્રેમાળતા હતી, નિર્લોભતા હતી અને સૌજન્યભર્યો સ્વભાવ હતો. આ બધા ગુણોથી સ્ત્રીવર્ગમાં એવી શ્રદ્ધા બેસી ગઈ હતી કે ડાકટર કંચનગૌરીનો હાથ અડકતાં જ દર્દીઓનું અર્ધું દર્દ તો ઓછું થઈ જાય છે!

ગરીબો તેને દયાની દેવી તરીકે ઓળખતાં. તે ખાદીનાં કપડાં પહેરતી, ગરીબ દર્દીઓને ત્યાં ફી લીધા વિના તેમને જોવા જતી, અને તે બધાંની ઉપર તેની મીઠી–આશ્વાસનદાયક વાણી. લોકો માનતા કે તેને 'દયાની દેવી' તરીકે બોલાવવામાં

પણ અતિશયોક્તિ ન લેખાય.

કંચનગૌરી દવાખાનામાં દર્દીઓને તપાસતી બેઠી હતી; એટલામાં તેની સમીપે એક અણઓળખીતા પુરૂષનું આગમન થયું. સુંદરલાલ ગ્રેજ્યુએટ હતો અને સુરતના એક સાપ્તાહિક પત્રનો તંત્રી તથા માલિક હતો. સુંદરલાલનું છાપું લોકપ્રિય હતું. સુંદરલાલ જેવો વિદ્વાન હતો તેવો સમાજસુધારક તથા સ્ત્રીજીવનની ઉન્નતિનો હિમાયતી પણ હતો. અમદાવાદમાં સ્ત્રીઓને સ્વાવલંબનને માર્ગે ચડાવનાર "જ્યોતિસંઘ"ના જેવી સંસ્થા સુરતમાં હોવી જોઇએ તે વિષેના કેટલાક લેખો પણ તેણે પોતાના પત્રમાં પ્રસિદ્ધ કર્યા હતા. સુરતના સામાજિક જીવનમાં તે પ્રગતિશીલ વિચારો ધરાવતો મનાતો અને તેવાં જાહેર ભાષણોમાં તેને અનેક વાર પ્રમુખપદ પણ અપાએલું. આવા જાણીતા પુરૂષની સાથે કંચનગૌરીને એકકે વાર કશો પ્રસંગ પડયો નહોતો, કારણકે કંચનગૌરી પોતાનાં દર્દીઓના ઘેરામાંથી જાહેર કાર્યોમાં સક્રિય રસ લેવા માટે ભાગ્યે જ ફુરસદ મેળવી શકતી હતી. પણ સુંદરલાલને નામથી તે ઓળખતી હતી, એટલે તેણે કંચનગૌરીના હાથમાં પોતાના નામનું કાર્ડ મૂકયું કે તરત જ તે તેને ઓળખી ગઈ અને મૃદુ સ્મિત સાથે બોલી: "પધારો એડીટર સાહેબ ! કાંઈ કામસેવા ?"

"તમને થોડી તકલીફ આપવા આવ્યો છું. મારો પુત્ર બહુ માંદો છે; તેની તબિયત જોવા જરા આવશો ?"

"હા, પણ આ દર્દીઓને પતાવતાં મને હજી અર્ધો કલાક થશે."

"કશી ફીકર નહિ, એટલો વખત હું થોભીશ."

સુંદરલાલની પત્નીના મૃત્યુને માત્ર આઠ જ દિવસ થયા હતા. તેનો પુત્ર ત્રણ વર્ષનો હતો અને જ્યારથી માતા તેને છોડીને ચાલી ગઈ ત્યારથી તે "બા...બા..." કરતો ઘરમાં રડતો ફરતો હતો. તેને ક્યાં ય ગોઠતું નહોતું. તે ખાતો નહિ, દૂધ પીતો નહિ, સુંદરલાલની માતા પાસે ઢૂંકતો પણ નહિ અને કેવળ જનનીથી જ હળી ગએલો એ બાળક છેલ્લા બે દિવસથી તો જાણે જનની પાછળ જવા ઇચ્છતો હોય એમ બિછાને પડ્યો હતો. પત્નીના મૃત્યુનો ફટકો સુંદરલાલને સખત લાગ્યો હતો, અને પુત્રની આ સ્થિતિથી તે વધારે ગભરાયલો રહેતો હતો.

સુંદરલાલ કંચનગૌરીને ગાડીમાં લઈને ઘેર આવ્યો અને બચુના બિછાનાવાળા ખંડમાં દાખલ થતાં તેણે ધીમેથી ઉદ્દગાર કાઢ્યો: "બચુ !"

બચુ અચેતન સરખો પાસું ઢાળીને પડ્યો હતો. તેણે આંખો ઉઘાડી અને તેની નજર પહેલાં પિતા ઉપર અને પછી ડાક્ટર ઉપર પડી. કંચનગૌરીને જોતાં જ જાણે તેના વદન ઉપર આનંદની ઊર્મિ પ્રકટી અને 'બા...તું આઈ ?" એમ બોલતાં તેણે હાથ પહોળા કર્યા–બા પોતાને તેડે એ આશાએ.

કંચનગૌરીની મમતાએ એ માતાહીન બાળકની ઝંખનાને હર્ષભેર સત્કારી અને તુરત તેને તેડી પોતાના ખોળામાં બેસાડ્યો. "તને કેમ છે બચુ ?" એમ કહેતાં કંચનગૌરીએ તેનું શરીર તપાસવા માંડ્યું. બચુ કુતૂહલવશ બની કંચનગૌરીના વદન ભણી વારે વારે જોતો હતો. તેને સમજાતું નહોતું કે પોતાની બાએ આવાં સફેદ કપડાં જ કેમ પહેર્યાં હશે !

બચુનું શરીર બરાબર તપાસી લઈને કંચનગૌરીએ કહ્યું:

"કાંઈ ખાસ ગભરાવાનું કારણ નથી. તેનું શરીર બહુ ક્ષીણ થઈ ગએલું છે, તે કદાચ માતાની જ ઝંખનામાં હશે, પણ કોઈ દર્દ નથી. થોડી દવા અને મમતાભરી માવજતથી તેની તબિયત સુધરી જશે."

એ પ્રમાણે સુંદરલાલને આશ્વાસન આપીને તે પાછી દવાખાને આવી. તે જ દિવસથી સુંદરલાલે બચુ માટે કંચનગૌરીની દવા ચાલુ કરી.

દર્દ એ માણસની ભૂલનું પરિણામ હોય છે. જેવી ભૂલ તેવો એ ભૂલનો દર્દરૂપી દંડ. કંચનગૌરીએ અનેક દર્દીઓને તેમની એ ભૂલો સમજાવી હતી, પરન્તુ આ નાના બચુએ એવી કઈ ભૂલ કરી હતી કે વિધિએ આ માંદગીનો દંડ તેની પાસેથી વસૂલ કરવા માંડયો હતો ? તેની માતાને ટાઇફોઇડ તાવ આવ્યો હતો અને તે મરણ પામી હતી; તે તાવ ભલે તેની માતાની ભૂલના દંડરૂપ હોય, પણ તેમાં બચુનો વાંક શો ? તે બિચારા સુકોમળ પુષ્પને "બા...બા..."ની ઝંખનામાં માતાની પાછળ રીબાઈ રીબાઈને મરવું પડે એ કેટલું અસહ્ય ! કંચનગૌરીના કોમળ સ્વભાવને એ વિચાર આપતાં કમકમાં આવતાં હતાં. એ ગોરૂં ગભરૂં ફૂલ કરમાઈ ન જવા દેવાની પોતાની નૈસર્ગિક ફરજ હતી એમ તેને લાગતું હતું. તે રોજ એક વખત તેને જોવા જતી અને સાંજે કમ્પાઉન્ડરને મોકલી તેની ખબર કઢાવતી. પોતાની વીઝીટોની ફીના પૈસા સુંદરલાલને ભારે ન પડી જાય, તેટલા માટે બીજા દિવસથી તેણે વીઝીટ ફીના પૈસા લેવાનું પોતાની મેળે જ બંધ કર્યું.

( ૨ )

ચંદ્રશંકરે જ્યારે કંચનને તેર વર્ષની વયે પરણાવી, ત્યારે

તેણે પોતાની મેળે જ પુત્રીને કહ્યું હતું: "બહેન, હવે તું નિશાળ છોડી દે." કુંવારી પુત્રી નિશાળે જાય તે ઠીક, પણ તે પરણે અને પછી નિશાળે જાય, તે શોભે નહિ, એવી એકાદ માન્યતા એ આજ્ઞાની પાછળ હશે એમ કંચને માન્યું હતું. પરંતુ ચંદ્રશંકરનો હિસાબ જુદો હતો. આજકાલ બધાય ભણેલી કન્યાને પહેલી પસંદગી આપે છે, એટલે કંચનનું વેવીશાળ અને લગ્ન થયું ત્યાંસુધી તેણે પુત્રીને ભણાવી, પણ પછી જરૂર શી રહી? તેને ભણેલો વર મળી ગયો એટલે પછી તેનું જીવન સફળ થઈ ચૂકયું એવી માન્યતાથી જ તેણે પુત્રીને નિશાળે જવાનું બંધ કરાવ્યું. બાઈ માણસનો અવતાર, તેને કયાં રળવા જવું છે? કાગળ-પત્તર કે છાપેલી ચોપડીઓ વાંચી શકે એટલું ભણતર હોય તો ઘણું બધું થઈ ગયું એમ માનનારાઓમાંનો ચંદ્રશંકર કંચનને અંગ્રેજી બીજા ધોરણ સુધી ભણાવે, પછી તેને કોઈ જૂના જમાનાનો માણસ કેમ કહી શકે? તેને લાગતું હતું કે પુત્રીને ભણાવવામાં અને તેને નિશાળેથી ઉઠાડી મૂકવામાં પણ પોતે પૂરી સમજદારીથી અને દીર્ઘ દૃષ્ટિથી વર્ત્યો હતો.

પરન્તુ લગ્ન પછી છ મહિને જ જ્યારે બિચારી કંચન વિધવા થઈ ત્યારે ચંદ્રશંકરની સમજદારી અને દીર્ઘ દૃષ્ટિને આપોઆપ નવી પાંખો ફૂટી. બ્રાહ્મણની ન્યાત, બાળ-વૈધવ્ય, આજનો જમાનો, બિચારી કંચન કેમ જીવન વીતાડશે, તેની ચંદ્રશંકરને ચિંતા થવા લાગી. બાળવિધવા અંત સુધી પવિત્ર જીવન ગાળે તેમાં જ પિયર-સાસરાની કુલીનતાની કસોટી રહેલી છે, અને હજી તો કંચનની જુવાનીનો વિકાસ પણ બાકી હતો; તેની રસવૃત્તિને જો અભ્યાસમાં વાળી હોય તો ચિત્ત ભ્રમણ કરતું અટકે. તેવી જ રીતે સસરાની ગરીબ સ્થિતિને કારણે ભવિષ્યમાં ત્યાં ન પોષાય તો પોતાની મેળે આજીવિકા પણ મેળવી શકે, એવી

સમજદારીની નવી પાંખોએ ચંદ્રશંકર પાસે નવી આજ્ઞા કરાવી: "બેટા કંચન, હવે તું તારો અભ્યાસ આગળ વધાર."

કંચન ભણવામાં હોશિયાર હતી. તેણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને ડાકટરીનો અભ્યાસ શરૂ કર્યો. જ્યારે તેણે ડીગ્રી મેળવી ત્યારે ચંદ્રશંકર મૃત્યુના કિનારે બેઠો હતો, તેનો સસરો મરણ પામ્યો હતો તથા તેનો એકનો એક દિયર મુંબઈ નોકરીએ ચાલ્યો ગયો હતો અને કંચનના ભાઈઓ વડોદરામાં પોતપોતાનું જુદું ઘર માંડી બેઠા હતા. મૃત્યુ પહેલાં ચંદ્રશંકરે આનંદથી જોયું "હવે મારી કંચનને પોતાનો રોટલો રળી ખાવા માટે પારકે આશરે રહેવાની જરૂર નહિ રહે."

(૩)

કંચનગૌરીના જે ગુણો વિષે સુંદરલાલે કોઈ કોઈ વાર સાંભળ્યું હતું તે ગુણોનો તેને બચુની માંદગી દરમ્યાન સારી પેઠે અનુભવ થયો. તે કોઈ દિવસ એક વાર અને કોઈ દિવસ બે વાર પણ બચુને જોવા આવતી. બચુની તબિયત સુધારા પર આવવા છતાં તેની આવજા તો ચાલુ જ રહી હતી. તે આવતી ત્યારે કોઈ વાર સુંદરલાલ ઘેર હોય અને કોઇ વાર ન પણ હોય; તે હોય ત્યારે તેની સાથે થોડી વાર ગપાટા મારતી બેસતી અને ન હોય તો બચુને તપાસી તેની સાથે થોડી બાલરોચક વાતો કરીને ચાલી જતી. કોઈ વાર તે તેને માટે લીલી દ્રાક્ષ લેતી આવતી. કંચનગૌરીની બાળક પ્રત્યેની સ્નેહાર્દ્રતા જોતાં સુંદરલાલની આંખો ભીંજાતી અને કંચનગૌરીના એ ગુણને કારણે જ તેને પગે પડી જવાનું તેને મન થતું.

સુંદરલાલનું હૃદય કંચનગૌરી પ્રત્યે પ્રાણ પાથરવા જેટલું આર્દ્ર બનવા લાગ્યું, ત્યારથી તેને કંચનગૌરી સાથેની વાતોમાં

ખૂબ રસ પડવા લાગ્યો. જ્યારે કંચનગૌરી બચુને જોવા ઘેર આવતી ત્યારે તે ખાસ હાજર રહેવા લાગ્યો. તે આવતી ત્યારે બચુ જ્યાં હોય ત્યાંથી દોડી આવીને કંચનગૌરીને વળગી પડતો. તે બચુ ઉપર ખૂબ વહાલ દાખવતી અને બચુને ખોળામાં બેસાડી સુંદરલાલ સાથે વાતો કર્યા કરતી. બચુ હવે માંદો નહોતો, છતાં તેના ઉપર કંચનગૌરીને અદ્દભુત પ્રેમ આવતો, તેથી કોઈ વાર ખુદ કંચનગૌરીને પણ આશ્ચર્ય થતું. પરન્તુ જેમ જેમ એ જ રીતે સમય વીતવા લાગ્યો અને બચુ ઊંઘી ગયો હોય ત્યારે પણ સુંદરલાલ સાથે વાતો કરવામાં તેને આનંદનો અનુભવ થવા લાગ્યો, તેમ તેમ તેને સમજાવા લાગ્યું કે પોતાને પુરૂષના પરિચયની ક્ષુધા લાગવા માંડી હતી. જ્યારે તેને સૌથી પહેલાં એ વિચાર આવ્યો ત્યારે તે ચમકી, મનમાં ને મનમાં શરમાઈ અને તેને પોતા પર ગુસ્સો પણ આવ્યો; છતાં સુંદરલાલના વધતા જતા પરિચયમાંનો તેનો રસ જરાયે ઓછો થતો ન લાગ્યો.

કંચનગૌરીના ગુણોએ સુંદરલાલને આકર્ષ્યો હોય એમાં નવાઈ નહોતી, પરન્તુ એ આકર્ષણ કેવળ ગુણપૂજાનું નહોતું. જે પ્રેમાળ હૃદય બચુનું હતું, તે પ્રેમાળ હૃદય પોતાનું બને એવી અભિલાષા તેને થઈ હતી. તેની વાતોમાં જેવી રીતે કંચનગૌરીને રસ પડતો હતો, તેમ કંચનગૌરીની વાતોમાં હવે સુંદરલાલને પણ રસ પડતો હતો. એક વાર "બચુએ તમારે ત્યાં આવવાની હઠ લીધી છે, તેથી આજે હું તેને તેડી લાવ્યો છું" એમ કહી સુંદરલાલ બપોરને વખતે કંચનગૌરીને મળવા આવ્યો તે સમયે બેઉની વચ્ચે જે વાર્તાલાપ થયો તેને પરિણામે થોડા દિવસ પછી બેઉનું લગ્ન થયું, અને સુંદરલાલ જેવા જુવાન તથા પ્રસિદ્ધ પુરૂષે એક વિધવાનો હાથ પકડી ખરો સંસારસુધારો કરી બતાવ્યો તે માટે તેની પ્રશંસા થવા લાગી.

(૪)

સુરતના કલેક્ટરની બદલી થવાની હતી, તેથી શહેરના કેટલાક ધનવાનોએ, સરકારી અમલદારોએ અને પોલિસ ખાતાના માણસોએ નાણાંની મોટી રકમ એકઠી કરી તેમાંથી વિદાય થતા કલેક્ટરના માનમાં ગાર્ડનપાર્ટીની ગોઠવણ કરી હતી. આ સમારંભમાં હાજરી આપવા માટે મિસ્ટર અને મિસીસ સુંદરલાલને આમંત્રણ મળ્યું હતું.

તેમનું લગ્ન થયાને માત્ર ત્રણ જ દિવસ થયા હતા. સુંદરલાલની ઇચ્છા હતી કે પાર્ટીમાં કંચનગૌરી દીપી નીકળે અને આવી સુંદર તથા હોશિયાર પત્ની મેળવવા માટે ત્યાં હાજર થએલા મોટા મોટા સરકારી અમલદારો પોતાને મુબારકબાદી આપે.

પાર્ટીમાં જવા માટે જ્યારે કંચનગૌરીએ કપડાં પહેરવા માંડયાં ત્યારે સુંદરલાલ હાથમાં કપડાંનું એક બંડલ લઇને હસતો હસતો આવ્યો અને બોલ્યો: "જરા થોભ, કંચન ! તારે માટે મેં સુદર સાડી અને બ્લાઉઝ લાવી રાખ્યાં છે."

"ખરેખર ? તમે તો મને વાત પણ કરી નહિ !" એમ કહેતાં જ કંચને હસતી આંખે સ્વામીના હાથમાંથી બંડલ લીધું.

સુંદરલાલ આનંદ પામતો બોલ્યો: "તને આનંદથી ચકિત કરવા માટે જ મેં કહ્યું નહોતું."

કચને બંડલ છોડી જોયું તો માંહેથી નારંગી જ્યોર્જેટની સાડી અને બ્લાઉઝ નીકળ્યાં. તે કીમતી હતાં, પરંતુ તે જોઇને કંચનને આનંદ ન થયો. તે સ્વદેશી નહોતાં. તેણે કહ્યું: "તમે નથી જાણતા કે હું પરદેશી કાપડ નથી પહેરતી ? હાથવણાટનું કાપડ કદાચ ન હોય, તોએ સ્વદેશી તો જોઇએ જ ને ?"

"એ બધા ચાળા હવે છોડી દે. ખાદી અને સ્વદેશીની વાતો વખતે શોભે-કવખતે નહિ."

"એમાં વખત-કવખત શાનો ?"

"આપણે કલેકટરની પાર્ટીના મેળાવડામાં જવાનું છે; ગાંધીજીની પ્રાર્થનામાં હાજર રહેવા માટે જવાનું નથી."

"પણ કલેકટરની પાર્ટીમાં ખાદી કે સ્વદેશી પહેરીને જઇએ તો હરકત શી ?"

"એ બધી લપછપ છોડી દે, કંચન ! જો, હવે આપણું હિત પરસ્પરને અનુકૂળ થઇને રહેવામાં સમાયલું છે; સરકારી નોકરોની સાથે સારાસારી રાખવામાં અને તેમની દૃષ્ટિને અળખામણા નહિ લાગવામાં આપણું હિત રહેલું છે. આપણો ખાદીનો પોશાક જોઇને કલેકટર ખફા થાય તો કાલથી છાપું ચલાવવું જ મારે માટે ભારે થઈ પડે."

કંચન હસીને બોલી: "ઉંહ ! તો છાપું હું ચલાવી આપીશ, પછી શી ફિકર છે ? પણ મારું સ્વદેશી વ્રત......"

"હવે ચિબાવલી થયા વિના ઝટ સાડી પહેરી લે; છાપું ચલાવવું એ ગુમડા ઉપર નસ્તર મૂકવા જેવું સહેલું કામ નથી !"

સુંદરલાલના સ્વરમાં અણધારી તીવ્રતા આવેલી જોઇને કંચન ચૂપ બની ગઈ. પોતાની ઇચ્છા વિરૂદ્ધ એ પરદેશી સાડી અને બ્લાઉઝ પહેરી પતિની સાથે તેને જવું પડયું, પણ પાર્ટીમાં તે આનંદમાં રહી શકી નહિ. એ સુંદર પણ પરદેશી કપડાં પહેરીને ફરતાં તેને જાણે શરમ અને સંકોચ થવા લાગ્યાં. એ કપડાંમાં સજ્જ થએલી એ દયાની દેવી જાણે પોતાની થોડા દિવસ પહેલાંની જીવનચર્યાની દાંભિકતાને જ લોકોની નજરે આણી રહી

હોય, એવો જ તેને ખ્યાલ રહ્યા કર્યો. લગ્ન થતાં જ પોતાના વ્રતને આ રીતે તિલાંજલિ આપવી પડે એમાં તેને સ્વમાન અને સ્વતંત્રતાનો ધ્વંસ થતો જ દેખાવા લાગ્યો. વિચારમાં અને વિચારમાં તેને પોતાના પરિણીત જીવનના ભાવિ સુખ માટે શંકા પણ ઉદ્‌ભવવા લાગી.

પાર્ટીમાં કંચનની વિમનસ્કતા સુંદરલાલના ધ્યાન બહાર રહી નહિ. પોતાના મિત્રો સાથે જ્યારે તે કંચનની ઓળખાણ કરાવતો ત્યારે કંચનના વદન ઉપર મધુર સ્મિતને બદલે ગંભીરતા જ જોઇને તે મનમાં ને મનમાં ચીડાતો હતો. પોતાના માનસિક ઉલ્લાસને કંચન તરફથી જરાયે પ્રોત્સાહન ન મળતું જોઇને તે અકળાયો અને પાર્ટી વિસર્જન થયા પૂર્વે જ કંચનને લઇને તે ઘેર પાછો આવ્યો. રસ્તામાં ગાડીમાં બેઉ કશું બોલ્યાં નહિ, અને એ અબોલા બે દિવસ સુધી ચાલ્યા. પછી તે બોલતાં થયાં ખરાં, પરન્તુ લગ્ન પૂર્વે તેમને પરસ્પરની વાતોમાં જે રસ પડતો હતો, તેનું હવે નામનિશાન રહ્યું નહોતું.

લગ્ન માટે કંચને દવાખાનામાંથી પંદર દિવસની રજા લીધી હતી. એ રજા પૂરી થઈ એટલે તેને જરા ઉત્સાહ આવ્યો. પોતાનાં દર્દીઓની વચ્ચે જઈ પહોંચવાને, તેનાં દર્દો અને સુખદુઃખની વાતો સાંભળવાને તે ઉત્સુક બની હતી. તે દિવસનું તેનું સુખ, જૂના સુખની નવી આવૃત્તિ જેવું હતું.

દવાખાનામાં જવાને તે કપડાં પહેરવા લાગી એટલે સુંદરલાલે પૂછ્યું: "ક્યાં જવાની તૈયારી કરો છો ?"

"કાલે સાંજે મારી રજા પૂરી થઈ, એટલે આજે મારે દવાખાને જવું જોઇએ."

"હા, હા, પણ કંચન ! મારા જેવા પત્રકારની સ્ત્રીને નોકરી

કરવા જવું પડે એ મને તો શરમાવા જેવું લાગે છે."

"પણ મારું કામ લોકોનાં દુ:ખ નિવારવા જેવું પવિત્ર છે, તેમાં શરમાવા જેવું શું ?"

"મેં તો મારો મત જણાવ્યો; હવે શું કરવું તે તારે જોવાનું છે."

"તો પછી હું દવાખાનામાં વિનાપગારે કામ કરીશ. એ ધર્માદા દવાખાનું છે અને ધર્માદા ફંડના પૈસા ન લેવાય તો વળી વધારે સારું."

"વિનાપગારે કે પગાર લઈને પણ તું ધંધો કરવા બહાર ચાલી જાય એ મને ગમતું નથી. મેં કાંઈ ઘરમાં ભાડે સ્ત્રી આણી નથી. તારે ઘરમાં રહેવું જોઈએ. ધાર કે તું ધંધા પર જાય અને પાછળ કોઈ મહેમાન આવે તો મારે જવાબ શો દેવો ? બાઈસાહેબ નોકરી પરથી આવશે ત્યારે તે તમારો સત્કાર કરશે એમ મારે કહેવું ?"

"માજી ઘરમાં છે ને !"

"માજી વૃદ્ધ થયાં. ઘરમાં બૈરું આવે તોય માજી ઘરનું વહીતરું કરે એમ કહેતાં તને શરમ નથી આવતી ?"

કંચનનું હૃદય જાણે બેસી ગયું. સુંદરલાલ કપડાં પહેરીને ઓફીસમાં ચાલ્યો ગયો, અને પાછળ તે રડવું રોકી શકી નહિ. સ્વામીને અપ્રસન્ન કરીને રોજ રોજ નોકરી પર જવું, એના જેવી લગ્નની નિષ્ફળતા બીજી કઈ ? તે ખૂબ મૂંઝાઈ. કપડાં પહેરવાની બાબતમાં તેણે સ્વામીની ઇચ્છાને અનુકૂળ થવા માટે પોતાના સ્વદેશી વ્રતનો ત્યાગ કરી મન મનાવી લેવા મથન કર્યું હતું, તે કરતાં ય વધારે આકરો આ પ્રસંગ હતો. પરંતુ એ પ્રસંગનો ય કડવો પ્યાલો તેણે પી લેવાનો નિશ્ચય કર્યો. તેણે નોકરીનું રાજી-

નામું લખી મોકલ્યું.

એ રાજીનામાથી દર્દીઓ કકળાટ કરવા લાગ્યાં. દવાખાનાના માલિકો આશ્ચર્ય પામ્યા. કંચનના પ્રશંસકો તેના જીવનનું પતન જોવા લાગ્યા. "દયાની દેવી પણ પરણે છે એટલે વિલાસને રમણે ચડયા વિના રહેતી નથી" એવા લોકોના ઉદ્ગારો પણ કંચનને કાને આવવા લાગ્યા, પણ તે કોઈની પાસે ખુલાસો કરવા જેવી સ્થિતિમાં નહોતી. સ્વામીની હઠીલાઈનો વાંક કાઢતાં તેની જીભ ઊપડતી નહોતી. આખો દિવસ તે ઘરમાં ગોંધાઈ રહીને જેમ તેમ ગાળ્યા કરતી.

(૫)

સાંજના પાંચ વાગ્યા હતા. કંચન બચુની સાથે રમવામાં વખત ગાળતી બેઠી હતી, એવામાં એક ડોસી ગભરાતી ગભરાતી તેની પાસે આવી અને બોલીઃ "બાઈસાહેબ! ગમે તેમ કરો, પણ અત્યારે મારે ત્યાં ચાલો, મારી દીકરી ખૂબ કષ્ટાય છે અને બાળક અધેથી આવીને અટક્યું છે."

"પણ દવાખાનામાં નવાં બાઈ–ડાકટર આવ્યાં છે, તેમને તેડી જાઓને."

"ના, તેમનું મારે કામ નથી, તમે જ ચાલો. મારી દીકરી પણ કહે છે કે કંચનગૌરીને જ તેડી આવો. તમે નહિ આવો તો એ જરૂર ગભરાઈ જશે."

કંચન યંત્રવત્ ઊઠી અને બાઈની સાથે તેને ત્યાં ગઈ. અર્ધો કલાક પછી સુંદરલાલ ઘેર આવશે અને તે ચીડાશે એ કંચનના ધ્યાનમાં જ હતું. પરંતુ આ ડોસીની કાકલુદીથી અને પોતા પર જ તેની શ્રદ્ધા હોવાથી તે આ પવિત્ર કાર્ય માટે જવાનો અસ્વીકાર કરી શકી નહિ. તેના યત્નોથી પ્રસૂતાનો સુખરૂપ

છૂટકો થયો, તેથી કંચનને પણ આનંદ થયો કે પોતાનું આવવું સફળ થયું હતું. રાત્રે આઠ વાગે તે ઘેર આવી, ત્યારે સુંદરલાલ ક્રોધાંધ બનીને આરામખુરશીમાં બેઠો હતો.

"મને કહ્યા વિના તું બહાર જાય એ મને પસંદ નથી, તે તારા ધ્યાનમાં નથી?" ભ્રૂકુટી ચઢાવી સુંદરલાલે પ્રશ્ન કર્યો.

"એક ગરીબ બાઈને બાળક અટકી ગયું હતું. હું ગઈ ન હોત તો કદાચ બાળકનું અને તેની માતાનું પણ મૃત્યુ થાત. તેની ખૂબ આજીજીથી મને ગયા વિના ચાલ્યું નહિ."

"પણ ગામમાં બીજા ડાકટરો મરી ગયા'તા કે શું?"

"મારા પર એ બાઈને શ્રદ્ધા હતી, એટલે તે મને જ ખેંચી ગઈ. હું ના કેવી રીતે પાડું?"

"એમ? હું ધારું છું કે તું મરી જાય તો તારાં એ શ્રદ્ધાળુ દર્દીઓ તને નરકમાંથી પણ ખેંચી લાવ્યા વિના ન રહે!"

"આવું શું બોલો છો? મહેરબાની કરીને મને ન પજવો." અને કંચનની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં.

"હું તને પજવું છું? લાજ નથી આવતી એવું બોલતાં? વૈધવ્યમાં સબડતી દોઢ દમડીની છોકરીને મેં સૌભાગ્ય આપ્યું, કુંવારી છોકરીઓ મળતી'તી તોય મેં વિધવા ઉપર દયા દાખવી તેનો ભવ સુધાર્યો, વહીતરું કરીને પેટ ભરવા માટેની ગુલામ દશામાંથી મેં મુક્ત કરી, ખાદીનાં ગોદડાં ઊતરાવીને ઇટાલિયન રેશમથી અને મોતીના દાગીનાથી તને મઢી: એ બધા ઉપકારોનો તું આવો બદલો આપે છે?"

"વોય વોય રે! મારું માથું ફાટી જાય છે. મને આ નરકની મુંઝવણમાંથી ખેંચી જઈને કોઈ બહારની હવામાં લઈ જાઓ!" એ ઉદ્ગારોની સાથે જ કંચન ભોંયે ફસડાઈ પડી.

"જો, ચંદનમલ! આ તકીઓ બહુ જ બેસી ગયો છે અને લાકડા જેવો કઠણુ થઇ ગયો છે." પન્નાલાલ શેઠ બોલ્યા અને પોતાના ગુમાસ્તા ચંદનમલ સામે જોઈ રહ્યા.

ચંદનમલ બોલ્યોઃ "હા શેઠસાહેબ, હવે આપને માટે નવા નરમ રૂનો બીજો તકીઓ ભરાવીએ, અને આ જૂનો તકીઓ હું વાપરીશ."

"ના, મારે એમ કરવું નથી. આ તકીઆના રૂને જરા પીંજાવીને તકીઓ નવેસરથી ભરાવીશું તો મારે ચાલશે." એમ બોલીને શેઠ પોતાની નાનીશી ઓરડીમાં ગાદી પર બેઠા અને તકીઆ ઉપર પડીને જરા આરામ લેવા લાગ્યા.

ચંદનમલને તકીઓ મળવાની આશા હવે રહી નહિ. પચીસ વર્ષથી તે પન્નાલાલ શેઠનો વડો ગુમાસ્તો હતો અને આખો દિવસ શેઠના હિસાબના ચોપડા લખતો હતો, પરન્તુ તેને અઢેલવા માટે તકીઓ મળ્યો જ ન હતો. પંદર રૂપિયાને પગારે તે દાખલ થયો હતો. અત્યારે પીસ્તાળીસ વર્ષની ઉંમરે તેને માસિક પીસ્તાળીસ રૂપિયા પગાર મળતો હતો. પન્નાલાલ શેઠ

પંદર વર્ષની વયે હાથમાં દોરી લોટો લઈને દેશાવરથી મુંબઈમાં આવેલા. આજે તે પાંચ લાખના મિલકતદાર મનાતા, પરન્તુ મારવાડની હવાની અસર શેઠના મગજ ઉપર રાત ને દિવસ રહ્યા કરતી હતી.

અગીઆર વાગ્યા અને શેઠ દુકાને આવ્યા એટલે ચંદનમલને હવે જમવા જવાની રજા મળી. દુકાનનો બીજો ગુમાસ્તો નથમલ હજી આવ્યો નહોતો, પરંતુ પાંચ-દસ મિનિટમાં આવી પહોંચશે એમ માનીને ચંદનમલ દુકાનની હેઠળ ઊતર્યો.

પચાસેક કદમ દૂર તે નહિ ગયો હોય, એટલામાં ગલીને નાકે તેની સામે વીસેક વર્ષની એક જુવાન બાઈ આવીને ઊભી રહી. ચંદનમલે તેની સામે જોયું અને તેને ઓળખી. તે બોલ્યોઃ "કેમ કેસરબહેન ! ક્યાં ચાલ્યાં ? બાપાજી દુકાને જ છે."

"મારે બાપાજીનું કામ નથી, તમારૂં કામ છે."

"શું કામ છે ?"

"તમે મારી સાથે જરા આવશો ? મારે એક સ્થળે જવું છે અને તમને સાથે તેડી જવા છે." કેસર બોલી.

"પણ કામ શું છે તે તો મને કહો. હજી હું ભૂખ્યો છું."

"મારે ખાતર એક કલાક વધુ ભૂખ્યા રહેજો; કામ હું તમને ગાડીમાં કહીશ." એમ કહી કેસરે પાસે થઈને પસાર થતી એક ગાડી થોભાવી. બેઉ જણુ અંદર ચડી બેઠાં.

"હવે તમારૂં કામ કહો, બહેન !"

"તમે જરા ગાડીમાં આરામથી બેસો એટલે કહું."

"હવે આરામ જ છે ને ! તમારા બાપની દુકાને પચીસ વર્ષ નોકરી કરી અને ચોપડા લખીને મારી કમર દુઃખવા આવી, પણ કોઈ દિવસ અઢેલવાનો તકીઓ મળ્યો નહિ. અહીં થોડી

મિનિટની મુસાફરીમાં વળી આરામ શો ?"

કેસર હસી. તે બોલી: "હા, બાપાજી તો એવા જ છે તે હું જાણું છું."

"પણ તમારું કામ શું છે તે કહો."

"હું એક મૂંઝવણમાં પડી છું, ચંદનમલજી !"

"શી મૂંઝવણ છે ? બાપાજીએ કાંઈ ઠપકો આપ્યો છે ? તમે કાંઈ વધુપડતું ખર્ચ કર્યું છે ?"

"ના, મૂંઝવણ એ છે કે મારું અત્યારે લગ્ન થવાનું છે અને મારી સાથે આવી શકે તેવું તમારા સિવાય બીજું કોઈ નથી."

ચંદનમલ આભો બની ગયો. ગાડીમાં તે જરા આરામથી અઢેલીને બેઠો હતો, તે એકદમ છળી ઊઠ્યો અને કેસરની સામે જોઈ રહ્યો.

કેસરને પન્નાલાલ શેઠે બાર વરસની વયે પરણાવી હતી, અને તે તેરમે વર્ષે વિધવા થઈ હતી. શેઠને કેસર સિવાય બીજું સંતાન ન હતું અને કેસરની મા બે વર્ષ પહેલાં જ મૃત્યુ પામી હતી. સાઠે વર્ષે પન્નાલાલ શેઠને પોતાની ન્યાતમાંથી કન્યા મળી શકે તેમ હતું, પરન્તુ તે માટે રૂપિયા પાંચ હજાર તોડવાનું શેઠને ઠીક લાગ્યું નહિ, આથી શેઠે ઘરમાં રસોઈનું અને વાસણ માંજવાનું વગેરે બધું કામ કરી શકે તેવા એક વૃદ્ધ મારવાડી વાણિયાને નોકર રાખીને ચલાવ્યું હતું. કેસર પણ રસોઈ તો કરતી, પરન્તુ કેસરથી રસોઈ ન થાય તેવું હોય ત્યારે એ વૃદ્ધ મારવાડી વાણિયો ચાકર અને રસોઇયાનું કામ કરતો; તેથી શેઠને જુદા જુદા નોકરોનું બેવડું ખર્ચ કરવું પડતું નહિ. કેસર મુંબઈના વાતાવરણમાં ઊછરી હતી અને પોતાનું નાનપણનું લગ્ન

એ ખરું લગ્ન નહોતું એવું તે માનતી હતી, એટલે તે
હિંમતભેર પણ પિતાથી છાની રીતે પુનર્લગ્ન કરવાનો સંકેત ક
હોવો જોઈએ એમ સમજતાં ચંદનમલને વાર લાગી ન
તેણે પૂછ્યું: "કેસરબહેન! તમે આ શું બોલો છો? તમારા
પુનર્લગ્ન થાય ખરું?"

"કેમ ન થાય? હું તો આ લગ્નને જ મારું ખરું લ
કહું છું; મારું પહેલું લગ્ન એ લગ્ન જ નહોતું."

આ મારવાડી છોકરીના મુખમાંથી આવાં મુંબઈગરાં વે
નીકળતાં સાંભળીને તે સ્તબ્ધ જ થઈ ગયો. તેણે પૂછ્યું: "
તમે કોને પરણશો?"

"નથમલજીને."

"હેં!!!"

"હા. અત્યારે માધવદાસ રૂગનાથદાસ હોલમાં અમારું લ
થવાનું છે. અમારા લગ્નપત્રમાં તમારે સાક્ષી તરીકે મ
સહી જ કરવાની છે. મારે બીજું કશું તમારું કામ નથી."

ચંદનમલનો ગભરાટ વધ્યો. આ વાત જ્યારે શેઠ જાણ
અને લગ્નપત્રમાં પોતાની સાક્ષી તરીકે સહી છે એવી ખ
તેમને પડશે ત્યારે પોતાને જરૂર નોકરીમાંથી પાણીચું પકડાવ
એવી ચંદનમલને બીક લાગી. તે વિચારમાં પડી ગયો.

કેસર બોલી: "કેમ ચંદનમલજી! તમે શા વિચારમાં પ
ગયા? શું તમને મારી દયા આવતી નથી? નાની વયે હું પરણ
લગ્ન તે શું એ હું સમજતી નહિ, અત્યારે હું લગ્નને સમજ
થઈ અને અપાર મનોદુઃખમાંથી મુક્ત થવાને હું મારા જીવન
સાથી શોધી શકી છું તે તમને ગમતું નથી?"

"મને તમારી સ્થિતિથી દયા આવે છે, બહેન!

પિતાજી એ વાત જાણશે ત્યારે શું થશે તે તમે જાણો છો?"

"હા, મારા પતિને નોકરીમાંથી કાઢી મૂકશે, અને પોતાની મિલ્કત મારા હાથમાં નહિ આવવા દેવાની વ્યવસ્થા કરશે, એટલું જ ને? તે માટે હું તૈયાર છું, ચંદનમલજી! પણ હું મારા જીવન અને યૌવન ઉપર પૂળો મૂકવાને તૈયાર નથી." કેસર હિંમતથી બોલી. તેના વદન ઉપર નિશ્ચય અને નેત્રોમાં સાહસ સ્પષ્ટ દેખાતાં હતાં.

"અને મને પણ નોકરીમાંથી રજા મળશે." ચંદનમલ નિરાશ થતો બોલ્યો.

"તમે લગ્નપત્રમાં સહી કરી છે તે હું કોઈને જાણવા નહિ દઉં. અને ચંદનમલજી! જ્યારે મારી બાનું મૃત્યુ થયું ત્યારે તેણે મને કહ્યું હતું કે, કેસર, તારા બાપનો સ્વભાવ સારો નથી, અને જ્યારે તને કોઈ મૂંઝવણનો પ્રસંગ આવે ત્યારે તું ચંદનમલજીની સલાહ તથા મદદ લેજે. મારી માતાના એ બોલ ઉપર આધાર રાખીને અને તેનો તમારી ઉપર જે વિશ્વાસ હતો તે વિશ્વાસ તમારી ઉપર રાખીને હું પણ આજે તમારી મદદ માગું છું."

કેસરની માતાનું ગરીબડું મોં ચંદનમલની આંખ સામે આવીને ઊભું રહ્યું. શેઠથી છાની રીતે ચંદનમલ કેસરની માતાને જોઈતી ચીજો લાવી આપતો અને તે બિચારી પોતાના અંતરની વાતો—લોભી પતિની પત્નીનાં વીતકની વાતો ચંદનમલને વધારે નિખાલસ દિલે કરતી. એવા અનેક પ્રસંગો ચંદનમલને સાંભરી આવ્યા. પોતા પરના વિશ્વાસનો વારસો તેણે તેની પુત્રીને આપ્યો હતો. અત્યારે બિચારી કેસર પોતાની મદદ માગતી હતી ત્યારે શું તે મદદ આપવાની ના કહે? નોકરી જશે તો

બીજી મળી રહેશે, પણ કેસરે પોતા પર રાખેલા વિશ્વાસને શું પોતે ધુત્કારી કાઢે?

"કેસરબહેન, તમે મૂંઝાશો નહિ. હું ખુશીથી તમારા પુનર્લગ્નનો સાક્ષી થઇશ." ચંદનમલ હિંમતથી બોલ્યો.

માધવદાસ રૂગનાથદાસ હોલમાં નથમલ અગાઉથી જઈને બેઠો હતો. કેસર અને ચંદનમલ જઈ પહોંચતાં લગ્નવિધિનો પ્રારંભ થયો. વિધિ પૂર્ણ થતાં લગભગ એક વાગ્યો. ને ચંદનમલ છૂટચો.

(૨)

ઘેર ભોજન કરીને ચંદનમલ પાછો દુકાને ગયો ત્યારે અઢી વાગ્યા. તે દુકાનનાં પગથિયાં ચડયો કે તરત પન્નાલાલ શેઠ પોતાની ઓરડીમાંથી તીજોરી બંધ કરતા કે એકદમ બહારના ખંડમાં ધસી આવ્યા અને ક્રોધથી કંપતા બોલ્યા: "ચંદનમલ! આટલું બધું મોડું કેમ? નથમલીયો પણ હજી આવ્યો નથી."

"શેઠજી! આજે અર્ધો કલાક મોડું થઈ ગયું." ચંદનમલે નીચું જોઈ રહીને જવાબ આપ્યો.

"પણ તેનું કારણ શું?" સવાલનો જવાબ મળ્યા પૂર્વે જ શેઠ બોલ્યા: "દુકાને મોડા આવવાનો પગાર કાંઈ હું તને આપતો નથી."

"આજે જરા મોડું જમાયું એટલે દુકાને મોડા અવાયું."

"મોડું જમાયું તેમાં મારે શું? દુકાને મોડા અવાય તે મને ન પોષાય."

"હશે શેઠ! આજે જરા કામ હતું એટલે બહાર ગયો હતો, તેથી જમવાનું મોડું થયું."

"કામ હતું! નોકરીના વખતમાં ઘરનું કામ કરવાનું? તે નહિ ચાલે, ચંદનમલ!"

"મારૂં કામ નહોતું શેઠ! કામ તમારૂં ને તમારી દીકરીનું હતું."

"મારૂં અને મારી દીકરીનું કામ? કેસરે વળી તને એવું શું કામ બતાવ્યું હતું?"

"કેસરબહેનના લગ્નનું કામ હતું, શેઠ!"

"એટલે? તું આ શું ભસે છે?" શેઠ ધ્રૂજી રહ્યા.

"હું બરાબર કહું છું. કેસરબહેને પુનર્લગ્ન કર્યું." શેઠનો જરાએ સંકોચ નહિ રાખતાં ચંદનમલે ઠંડે કલેજે કહ્યું.

"કોની સાથે?"

"નથમલ સાથે."

"હેં હેં! મારા નોકરે મારી દીકરીને ફસાવી?"

"ફસાવી નથી, શેઠ! બેઉ રાજીખુશીથી પરણ્યાં છે."

પન્નાલાલ શેઠના શરીરમાં જેટલું લોહી હતું તેટલું બધું ય તેમના મ્હોં ઉપર તરી આવ્યું: "તને એ ખબર કયાંથી પડી?"

"હું તેમની સાથે ગયો'તો."

"નિમકહરામ! કૂતરા! પાસે રહીને તેં મારી આબરૂને મેશ ચોપડાવી?"

"ના, શેઠ! એક ગરીબડી ગાયની મેં વહાર કરી છે."

"જા, અત્યારે ને અત્યારે ભોજમલ બેરીસ્ટરને તેડી આવ. અત્યારે ને અત્યારે હું મારા વીલમાંથી એ કેસરડીને બાતલ કરવા ઇચ્છું છું. ઉદ્ધત થઇને બાપની આબરૂ ઉપર પાણી ફેરવ-

નારી છોકરીને હું બરાબર પાઠ શીખવવા માગું છું."

"હા, શેઠ." ચંદનમલ ધીરે ધીરે ઊઠ્યો.

"ઉતાવળ કર! જલદી જા."

"જઉં છું શેઠ!"

"તો જલદી ડગલાં કેમ ભરતો નથી? કોની રાહ જુએ છે?"

ચંદનમલે ઊઠીને ખૂંટી પરથી ખેસ લીધો. ખેસને ખભે મૂકતાં ખેસ નીચે પડી ગયો.

"તું કેમ ગલ્લાંતલ્લાં કરે છે? જા, જલ્દી દોડ."

"જઉં છું, શેઠ! પણ મારે તમને એક વાત કહેવી છે."

"શું? જલ્દી બોલ!" શેઠ ખૂબ જ ઉશ્કેરાઈ ગયા હતા અને તેમની ધીરજ ખૂટી જવાની અણી પર હતી.

ચંદનમલે શેઠને કાંઈક વાત કહી.

પન્નાલાલ શેઠના ગળામાંથી સહેજ અવાજ નીકળ્યો અને તે ચકરી ખાઈને ગાદી પર પડ્યા.

## (૩)

શેઠના મુડદા ઉપર જ્યુરી ભરાઈ હતી. ખૂન થવાનો પોલિસને સંશય આવ્યો હતો.

ચંદનમલે જ્યુરી સમક્ષ બધી વાત નિવેદન કરી હતી. તેની વાત સાંભળી રહ્યા પછી જ્યુરીએ ચદનમલને પૂછ્યુ: "તમો કહો છો કે બેરીસ્ટરને તેડવા જતાં પહેલાં તમે શેઠને દુકાન સંબંધી એક વાત પૂછી, કે તુરત જ શેઠ ચકરી ખાઈને ગાદી પર પડ્યા; કેમ ખરું?"

"હા, સાહેબ!" ચંદનમલે જવાબ આપ્યો. પણ તેના હૃદયનો ગભરાટ ગળામાં આવ્યો હતો.

"વારૂ, તમે દુકાન સંબંધી શી વાત પૂછી?"

"મેં પૂછ્યું કે આપ હવે મારો પગાર પીસ્તાલીસ ઉપરથી વધારીને પચાસનો કરી આપશો?" ચંદનમલે જવાબ આપ્યો.

જ્યુરીએ ચુકાદો આપ્યોઃ "મૃત્યુ સ્વાભાવિક હતું." અને ચંદનમલ બોલ્યોઃ "જી હા, મૃત્યુનું કારણ હતું એમનો સ્વભાવ જ."

(૧)

મુંબઈ નગરી, ગુલાલવાડીનો લત્તો અને મારવાડીનો માળો, એટલે પછી સ્વચ્છતા અને સુખાકારીનું પૂછવું જ શું? મહિને સાત રૂપિયા આપીને હું એ માળામાં બીજે દાદરે આવેલી ઓરડીમાં રહેતો હતો. એક મહિનાથી મને રોજ રાત્રે ઝીણો તાવ આવતો હતો અને માથું ભારે રહ્યા કરતું હતું. છ વાગતાં ઓફીસમાંથી છૂટી, વીશીમાં જમી, સાતેક વાગતાં ઘેર આવીને જ્યાં મેં ઓરડીની પાછલી બારી ઉઘાડી ત્યાં ગણગણ કરતું મચ્છરનું ટોળું અંદર ધસી આવ્યું. મારા હાથમાંના રૂમાલ વડે મેં એ મચ્છરના ટોળાને બહાર હાંકી કાઢવા બહુએ યત્ન કર્યો પરન્તુ ટોળું બારી પાસેથી ખસે જ નહિ! મારા તાવનું કારણ આ મચ્છરો હતા એ હવે મને સમજાયું.

મેં દીવો સળગાવ્યો, તો દીવાની આસપાસ વળી અનેક ઝીણાં જીવડાં ઊડવા લાગ્યાં અને થોડી વારમાં તો દીવો એ જંતુકોટથી ઘેરાઈ ગયો. થોડી વાર કંતાનની આરામ ખુરશીમાં પડીને નવેક વાગતાં હું દીવો હોલવી બિછાનામાં પડ્યો, પરંતુ

મચ્છરના ચટકાથી કેમે કરતાં ઊંઘ આવે નહિ. છેવટે હું કામળી ઓઢીને સૂતો, પરંતુ હવે પલંગમાંથી માંકણ ઊભરાઈને મારૂં લોહી ચૂસવા લાગ્યા. મેં દીવો કરીને માંકણ વીણવા માંડયા, પરંતુ કેમે કરતાં તેનો પાર જ ન આવે! બિછાનું સાફ કરીને સૂઈ જઉં ને થોડી વાર થાય ત્યાં તો પાસે પડેલી ખુરશીમાંથી ને ટેબલમાંથી માંકણની હાર નીકળીને પલંગ તરફ દોડી આવે! ફરી માંકણ વીણું અને સૂઈ જઉં, એમ કરતાં રાત્રિના બાર વાગ્યા. હવે રોજના નિયમ મુજબ તાવ ચડયો.

એ રાત્રે ક્યારે ઊંઘ આવી તેની મને ખબર નથી, પરંતુ સ્હવારમાં મેં જોયું કે પલંગ પરની તળાઈમાં મરેલા માંકણના સંખ્યાબંધ ડાઘ હતા, દીવાની આસપાસ જીવડાંનો સંહાર વળી ગયો હતો અને ખીંટી પર ભેરવેલાં કપડાં મચ્છરનાં આશ્રયસ્થાન બન્યાં હતાં. આ દેખાવ જોઇને હું ત્રાસી ગયો. રોજ રાત્રે આ બધી જાતનાં જંતુઓ મારૂં લોહી પી રહ્યાં હતાં તેની મને આજે જ બરાબર ખબર પડી. હવે જંતુઓને કેવી રીતે દૂર કરવાં, તે માટે કાંઈ દવા આવતી હશે કે નહિ, તે વિચાર કરતો હું સ્ટવ સળગાવી ચાહ મૂકવાની તૈયારી કરવા લાગ્યો; એટલામાં ટપાલ આવી.

મારા મૂળ વતન ખંભાળિયામાં મારાં વૃદ્ધ કાકી રહેતાં હતાં. મારાં માબાપ મરણ પામ્યાં હતાં, ભાઈભાંડુ કોઈ હતાં નહિ, એટલે આપ્તજનમાં આ કાકી સિવાય બીજું કોઈ નહોતું. કાકીને પણ મારા સિવાય બીજું કોઈ નજીકનું સગું નહોતું. આજે તેમનો પત્ર આવ્યો હતો અને તેમાં તેમની માંદગીની ખબર હતી. કાકી બહુ વૃદ્ધ હતાં એટલે આ તેમની છેલ્લી માંદગી જ હતી. કાકીએ પણ છેલ્લી વારનું મ્હોં જોવા જ મને બોલાવ્યો હતો. પત્ર વાંચતાં જ હું ચિંતામાં પડી ગયો.

ચિંતા—કાકીની માંદગી કરતાં તો વધુ—શેઠ પાસેથી રજા મેળવવાની હતી.

(૨)

ત્રણ વર્ષની સખ્ત નોકરી પછી આજે મને મહિને ૪૫ રૂપિયા મળતા હતા. રોજ આઠ કલાકની સખ્ત નોકરી ભરવી પડતી હતી. માંદગીના કે રજાના દિવસોનો પગાર કપાતો હતો. આમ હોવા છતાં નોકરી છોડવાની હિંમત ચાલતી નહોતી, કારણ કે ૪૫ રૂ. ની જગ્યાએ ૩૦ રૂપિયામાં નોકરી કરનારા ઉમેદવારો સેંકડોની સંખ્યામાં મળી આવે તેમ હતું, એ મારી જાણબહાર નહોતું. આટલા ટૂંકા પગારમાં પેટ ઉપર પાટા બાંધીને પણ મેં ત્રણ વર્ષમાં પાંચસો રૂપિયા બચાવ્યા હતા.

કાકીની સારવાર કરવા જવા માટે શેઠ પાસેથી કેવી રીતે રજા માંગવી, તેનો વિચાર મને થયા કરતો હતો. ઓફીસમાં કામકાજ કરતાં પણ એ જ વિચાર મને મુંઝવતો હતો; એટલામાં મારા નામનો તાર આવ્યો અને હું ભડકયો. હું સમજ્યો કે ડોસી સ્વધામ પહોંચી ગયાં; પરંતુ તાર વાંચતા જણાયું કે મારે તુરત ખંભાળીએ જઈ પહોંચવું; ડોસીનો આખર વખત હતો, એવું તેમાં લખેલું હતું. શેઠના હાથમાં મેં તાર મૂકયો. શેઠ ફફડી ઊઠયા: "ઉમાશંકર! તમે કહેતા'તાને કે તમારે માબાપ કોઈ નથી?"

"હા સાહેબ, પણ આ તો મારાં કાકી થાય. મારે દેશમાં ગયા વિના છૂટકો નથી."

"કાકીની માંદગી માટે તમારે રજા જોઇએ! કાલે ફોઈ, માશી કે મામી માંદી પડશે ને તમે રજા માંગશો; એવી રજા નહિ મળે."

"તો સાહેબ, મારે નોકરી છોડવી પડશે." મેં લાચારીથી કહ્યું.

"તો ભલે, નોકરી છોડીને જાઓ." એમ કહી શેઠ ટપાલ લખવા મંડી ગયા અને હું મારી બેઠકે જઈ બેઠો.

મારા દીન જીવનનો જ મને વિચાર થવા લાગ્યો. કારકુન સ્વીકારીને સ્વતંત્રતા ગુમાવી, જંતુઓથી ઘેરાયલા નરકમાં વસી આરોગ્ય ગુમાવ્યું, ઘર છોડીને આપ્તજનોને ગુમાવ્યાં, હવે એ માત્ર વૃદ્ધ કાકીના મૃત્યુને સમયે પણ હું તેમની સેવા માટે જા ન શકું, એ દીન સ્થિતિના વિચારે મને બ્હાવરો બનાવી મૂકયે શેઠ કરતાં વધુ રોષ મને મારા આ જીવન ઉપર ચડયો. નોકરીન બીજા ઉમેદવારોની અથડામણ હું મારી નજરે જોતો હતો. એ વાર નોકરી છોડી દીધી એટલે મારે પણ પુનઃ નોકરી શોધવ માટે એવી જ અથડામણ અનુભવવી પડશે એવું હું સમજતે હતો, છતાં માતાતુલ્ય કાકીની સેવા કરવા માટે નોકરી છોડવાનો જ મારો નિશ્ચય બંધાયો. મેં રાજીનામું લખીને શેઠના હાથમાં મૂક દીધું. સાંજે ઓફીસમાંથી છૂટતી વખતે મને તે દિવસ સુધીને ચડેલો પગાર મળી ગયો.

હું ઘેર આવ્યો ત્યારે સાત વાગ્યા હતા. મેં ઉતાવળે માર કપડાંની પેટી તૈયાર કરી. કદાચ કાકી ગુજરી જાય તો તેમન પાછળ વરો કરવા માટે પૈસા જોઇએ, એટલે મારી બચતના રૂપિય સાથે લઇ લીધા. કાઠિયાવાડ મેલમાં હું વિદાય થઇ ગયો.

(૩)

હું ખંભાળીએ પહોંચ્યો ત્યારે મને માલૂમ પડયું કે કાક સ્વર્ગવાસી થઈ ગયાં હતાં. મૃત્યુસમયે કાકીની સેવા કરવાન આશાથી નોકરી છોડીને ઠેઠ મુંબઇથી હું વતનમાં આવ્યો, પરં મારી આશા પાર પડી નહિ. પાધરમાં જ સ્નાન કરીને હું ઘે ગયો. પડોશીઓ એકઠાં થઈ ગયાં અને મને આશ્વાસન આપ

લાગ્યાં: "ઉમાશંકર, જો તું બે દિવસ વહેલો આવ્યો હોત તો તુ કાકીનું મ્હોં જોઈ શકત." એમ કહેતાં વૃદ્ધ કૃપાશંકર કાકા મારી પાસે આવીને બેઠા. મારૂં મ્હોં ઉદાસ જોઇને તે બોલ્યા: "જો ભાઈ! કાકી ગયાં તે કાંઈ પાછાં આવવાનાં નથી, માટે શોક કરીશ નહિ. ડોસી તને સંભારતાં સંભારતાં જ મુઆં, અને અમે તારી ઓરીસે તાર પણ કરાવ્યો; પણ એક બાજુએ તાર કર્યો અને બીજી બાજુએ ડોસીને ભોંયે લીધાં."

મારી આંખમાં સહજ આંસુ ઝમી આવ્યાં. કૃપાશંકર કાકાએ કહ્યું: "કાકી તો ભાગ્યશાળી થઈ ગયાં. તારા જેવો ભત્રીજો મૂકી ગયાં છે તે સદ્‌ભાગ્ય નહિ તો બીજું શું? હવે નિરાંતે ડોસીનો દહાડોપાણી કરીને પછી મુંબઈ જજે ભાઈ!"

"મારે મુંબઇ જવાની હવે ઉતાવળ નથી; હું તો નોકરી છોડીને આવ્યો છું. રજા મળતી નહોતી એટલે નોકરી છોડવી પડી. ઠીક, પણ કાકી મને કંઈ કહેતાં ગયાં છે?" મેં પૂછ્યું.

"પોતાની પાછળ દહાડો કરવા માટે સો રૂપિયા ખર્ચવાનું કહેતાં ગયાં છે, અને પોતાની પાસે સાતસો રૂપિયાની પૂંજી હતી તે તને આપવા માટે મને સોંપતાં ગયાં છે. દહાડો કરવાનું ખર્ચ તારે તેમાંથી જ કરવાનું છે."

ડોસી પાસે પૂંજી હતી તે કોઈ જાણતું નહિ છતાં મરતાં-મરતાં પોતાની પૂંજી તે મને સોંપતાં ગયાં, અને તેમાંથી દહાડો કરવા પાછળ માત્ર સો રૂપિયા ખર્ચવાનું જ કહ્યું તે તેમની વત્સલતાના વિચારે મારી આંખોને સજળ કરી.

હું પરણ્યો નહોતો એટલે કાકી જતાં મારા ઘરનાં બારણાં જ બંધ થઈ ગયાં. હું કૃપાશંકર કાકાને ત્યાં જમીને દિવસ વીતાડવા લાગ્યો. મારૂં ઘર નાનું હતું, રાત્રે હું ત્યાં જ સૂતો, પણ એ

નાના-સૂના ઘરમાં મને જે ઊંઘ આવી તે ઊંઘ મુંબઈમાં કોઈ વાર હું ઊંઘ્યો હોઉં તેમ મને સાંભરતું નથી. માંકણ-મચ્છરના ત્રાસથી મોડી ઊંઘ આવે અને જ્યાં પરોઢના પાંચ વાગે ત્યાં તો ટ્રામના અને ખટારાના ઘોંઘાટથી આંખ ઊઘડી જાય અને ફરીથી ઊંઘાય જ નહિ. દિવસે નિદ્રાનો આરામ તો કોઈ વાર ક્યાંથી મળે ? અહીં તો હું રોજ દિવસે ઊંઘતો, રાત્રે વહેલો સૂઈ જતો અને બરાબર સૂર્યોદયે જાગતો. મુંબઇનો થાક હું ખંભાળિયામાં ઊતારવા લાગ્યો. સાંજે પાંચે વાગતાં સીમમાં ફરવા જતો અને ખેતરોને શેઢે-શેઢે બે ત્રણ માઇલ દૂર જઈને સાત વાગતાં પાછો ફરતો. મુંબઈમાં મને તાવ આવતો હતો તે અહીં દૂર થઈ ગયો. ખંભાળિયાની સરખામણીમાં મુંબઈ જાણે નરક હતું તે મને સમજાઈ ગયું.

ડોસીનો દહાડો કર્યો. ન્યાતને લાડુ જમાડ્યા. મને આવ્યાને પંદરેક દિવસ થયા. હવે નોકરી કરવા પાછા મુંબઈ ગયા વિના છૂટકો નહોતો. મારવાડીના માળાની એ ઓરડી, એ મચ્છરનું ટોળું, એ માંકણની હાર, બધું મને સાંભરતું અને શરીર ધ્રૂજી જતું હતું, પણ ફરીથી એ નરકમાં જઇને રહ્યા વિના અને મુંબઈમાં કાંઈ ધંધોનોકરી કર્યા વિના છૂટકો ન હતો.

(૪)

મેં મુંબઈમાં જવાની તૈયારી કરવા માંડી. કૃપાશંકર કાકાના આઠ વરસના પૌત્ર રામુને ઉનાઇ માતાની બાધા હતી એટલે કૃપાશંકર કાકા ઉનાઈ જવાની તૈયારી કરતા હતા.

"હેં ભાઈ ઉમાશંકર! મુંબઈ તો વહેલાં-મોડાં જવું જ છે, તો મારી સાથે ઉનાઈ ચાલને! જાણે ખંભાળિયામાં બે દી' વધુ આંગ્યા'તા."

"ઉનાઈમાં કાંઈ જોવા જેવું છે?" મેં સહજ પૂછ્યું.

"ના, ના, ઉના પાણીના કુંડ અને ઉનાઈ માતાનું મંદિર એ સિવાય બીજું કશું ત્યાં નથી; પણ મારા મનમાં એમ કે આપણે સાથે ત્યાં જઈએ, ત્યાંથી પાછો હું અહીં આવીશ અને તું પરભાર્યો મુંબઈ જજે."

કાકાનું કથન મેં સ્વીકારી લીધું. બિલ્લીમોરાથી વાંસદા તરફ જવાની રેલ્વે લાઈનમાં ઉનાઈ આવે છે. વરસમાં એક વાર ત્યાં મેળો ભરાય છે. ઉનાઈ માતાનાં બાધાઆખડી ચાલે છે.

અમે સ્ટેશન પર પહોંચ્યા. સ્ટેશન પર જ ભાતું ખાઈને પછી માતાજીના મંદિરમાં દર્શન કરવા જવું એવું અમે ઠરાવ્યું. ભાતું ખાઈને સ્ટેશન પર જ એક હોટેલ હતી ત્યાં હું એકલો ચાહ પીવા ગયો. કૃપાશંકર કાકા હોટેલની ચાહ પીતા નહોતા.

ચાહ તૈયાર થવાની રાહ જોતો હું હોટેલની એક બેંચ ઉપર બેઠો હતો, એવામાં એક ઘોડેસવાર સ્ટેશન તરફ આવતો દેખાયો. ઘોડો સારી ઓલાદનો દેખાતો હતો. સવારની ચામડી ઉપરથી તે કોઈ ભીલ હશે એમ લાગતું હતું, પરન્તુ તે નજીક આવ્યો ત્યારે તે કોઈ બીજી જાતનો હશે એમ જણાયું. તેણે માથા પર મોટું ફાળિયું વીંટાળ્યું હતું અને મેલું અંગરખું તથા તેવો જ પાયજામો પહેર્યો હતો. હોટેલ આગળ જ એ સ્વાર ઊતર્યો એટલે હોટેલવાળાએ તેને સત્કાર્યો: "આવો વેંકાપ્પા શેઠ!"

વેંકાપ્પા તો હોટેલની એક ખુરશી પર બેઠો અને બોલ્યો: "એક લેમન લાવો." લેમનને પ્યાલામાં ઠાલવવાની રાહ જોયા વિના જ મ્હોંએ બાટલી લગાવીને વેંકાપ્પા લેમન ગટગટાવી ગયો. "હવે જીંજર લાવો." વેંકાપ્પા એવી જ રીતે જીંજરની

બાટલી પી ગયો. "કોકો તૈયાર છે કે?" વેંકાપ્પાએ પૂછયું.

"ના શેઠ! કોકો તો બનાવવો પડશે."

"ત્યારે ચાહ લાવો અને કોકો બનાવો."

વેંકાપ્પાએ ચાહનો એક પ્યાલો પીધો અને બીજો માંગ્યો. તેણે બીજો પ્યાલો પીધો એટલે કોકો તૈયાર થતાં તે પણ પીધો. તે ઉપર પાછી એક લેમનની બાટલી પીધી. ઉપર નાનખટાઈ અને કોફી ચડાવ્યાં!

મારા હાથમાં ચાહનો પ્યાલો આવી ગયો હતો, પરન્તુ આ વિચિત્ર માણસને હું ઘડીભર જોઈજ રહ્યો. લેમન, જીંજર, કોફી, કોકો એ બધાં ઉપરાઉપર પીવામાં જ આનંદ માનનાર આ માણસ કોણ હશે તે જાણવાની મને ઇચ્છા થઈ. હોટેલના એક છોકરાને મેં ધીમેથી પૂછી જોયું તો માલૂમ પડયું કે તે વાંસના જંગલનો ઇજારદાર હતો. દસેક વર્ષથી તે આ કામ કરતો હતો.

મને વેંકાપ્પા સાથે વાત કરવાની ઇચ્છા હતી, એટલામાં તેણે જ મને પૂછયું: "મીસ્તર! તમે કયાંથી આવો છો?"

"મુંબઈથી આવું છું."

"મુંબઇથી? એમ કે? હવે તો મુંબઇમાં ઘોડાની ટ્રામને બદલે વીજળીની ટ્રામ થઇ છે, ખરૂં?"

"હા."

"ઘોડાની ટ્રામ કરતાં વીજળીની ટ્રામમાં બેસવાની બહુ મઝા પડતી હશે, નહિ?"

"જી હા."

"અને કહે છે કે મૂંગાં ચિત્રોના સીનેમા આવ્યા છે તે પણ જોવા જેવા છે."

"હા, તેમાંથી જોવાનું અને શીખવાનું બહુ મળે છે." મેં કહ્યું.

"જોવાનું–શીખવાનું તો બહુયે છે, પણ અમારા ભાગ્યમાં તે ક્યાંથી હોય, ભાઈ?" વેંકાપ્પાના વદન ઉપર કંટાળો દેખાઈ આવ્યો.

"ચાલો એક વાર મુંબઈ, એટલે બધું જોવાશે."

"મુંબઈ તે ક્યાંથી અવાય? અહીંથી કોઈ દી' છુટાય નહિ અને ક્યાંય જવાય નહિ." એમ કહીને વેંકાપ્પાએ ચાહનો એક વધુ પ્યાલો હાથમાં લીધો.

હવે અમે બેઉ વાતોએ વળગ્યા. તેની વાતચીત ઉપરથી મને જણાયું કે દસેક વરસમાં આ વાંસ કપાવવાના ધંધામાં વેંકાપ્પા સારું કમાયો હતો. અત્યારે તેની પાસે પંદર હજાર રૂપિયાની મૂડી થઈ હતી. સ્ટેશનથી તેનું જંગલ વીસ માઈલ દૂર હતું અને વેપારીઓ ત્યાં આવીને વાંસનો સોદો કરી જતા હતા તથા વેંકાપ્પા સ્ટેશન પર ગાડાં મારફતે વાંસ પહોંચતા કરતો. એટલે તેને પૈસા મળી જતા હતા. તેના જંગલમાં સોએક ભીલ કામ કરતા હતા અને દરેક ભીલને તે ત્રણ આના તથા ભીલડીને બે આના રોજી આપતો હતો; પરંતુ વેંકાપ્પા હવે આ જંગલમાં ભીલડાંની સાથે રહીને કંટાળ્યો હતો. તેને બૈરું હતું નહિ. પરણવવા માટે દેશમાં જઈને રહેવું પડે અને અહીંથી ધંધો છોડી ત્યાં જઈ શકાતું નહિ. હાથે જારબાજરીની ભાખરી બનાવીને તેને ચલાવવું પડતું. ભીલડાં પાસેથી બરાબર કામ લેતાં, તેમની ઉપર દેખરેખ રાખતાં, તેમના માંહોમાંહેના ઝઘડા પતાવતાં, અને આઠે પહોર તથા ચોવીસે કલાક વાંસના ઢગલાની વચ્ચે જ પડી રહેતાં હવે તેના લોહીનું પાણી થઈ જતું હતું. મહિને–બે મહિને એકાદ વાર સ્ટેશન પર

આવીને તે પોતાની ભૂખ-તરસને તૃપ્ત કરવા આજ રીતે વલખાં મારતો હતો અને પોતાના વર્તમાન જીવન ઉપરનો કંટાળો દર્શાવતો હતો.

વાતો કરતાં વેંકાપ્પા મને સારી પેઠે મળતાવડો માણસ જણાયો. તેણે મને પોતાના રહેઠાણમાં આવવા માટે આમંત્રણ આપ્યું. મારે મુંબઈ જવાની કાંઈ ઉતાવળ નહોતી, એટલે આ જંગલનું જીવન જોવામાં પણ બે દિવસ ગાળતાં કાંઈ વાંધો આવે તેમ નહોતું. કૃપાશંકર કાકાને ઉનાઈ માતાના મંદિરે પહોંચાડીને હું વેંકાપ્પા સાથે સ્ટેશન પર વાસ નાંખવા આવેલા એક ગાડામાં બેસીને જંગલમાં ગયો.

"જુઓ, ઉમાશંકરભાઇ! મારે આ વાંસની ઝૂંપડીમાં રહેવું પડે છે; આ બધા જંગલી લોકો સાથે માથાફોડ કરવી પડે છે; સાલા ભીલડાં દારૂ પીને પડ્યા રહે છે અને રોજ જેટલા પૈસા લઇ જાય છે તેથી અર્ધું પણ કામ કરતા નથી."

"તમે તેમની દારૂની લતથી છોડાવો તો તેઓ વધુ કામ કરશે."

"ભોગ તેમના! દારૂથી તેઓ ખરાબ થયા, તેમાં મારે શું? હું તો હવે કંટાળ્યો છું. દર વર્ષે વાંસ પૂરા કપાતા નથી અને પછી સડીને ભાંગી જાય છે. અને ઉમાશંકરભાઇ! અહીં ધંધો કરવાથી પૈસા તો મળ્યા, પરંતુ મને તો અહીં નરક જેવું દુઃખ લાગે છે. અહીં રહીને દાળ, ભાત, રોટલી ને શાક મેં કોઈ વાર ખાધાં નથી! હું ઘઉંબાજરી મંગાવું છું અને ભીલડીઓ પાસે દળાવું છું, પરન્તુ હાથે રસોઇ કરતાં રોજ રોજ કંટાળો ન આવે?

"જરૂર આવે."

"અને અહીં જ્યાં જુઓ ત્યાં વાંસ ને વાંસ! આ ઝૂંપડીમાં

સૂવાનું અને રહેવાનું; ક્યાં ય જવાનુ નહિ, કશું જોવાનું નહિ; અરે, તમારા જેવું કોઈ વાતો કરનાર પણ મળે નહિ! હવે તો હું એવા ઠરાવ પર આવ્યો છું કે જો કોઈ ઘરાક મળે તો હું આ જંગલનો ઈજારો તેના નામ ઉપર ચડાવી દઉં."

"અને તે બદલ તમે શું લો?"

"બે હજાર રૂપિયા. એક વરસમાં જ વસૂલ થઈ જાય હોં!" વેંકાપ્પા મને જ ઘરાક સમજી લઇ લલચાવવા લાગ્યો.

"તમારો ધંધો મને ગમે છે, પણ મારી પાસે બે હજાર રૂપિયા નથી."

"તમને જોઈશે તો હજાર રૂપીઆમાં આપીશ." વેંકાપ્પાને આ જીવનના કંટાળાએ ઉદારતા શીખવી.

"પણ હજારમાંથી પાંચસો હું અત્યારે આપું અને પાંચસો છ માસ પછી આપું."

"તે પણ કબૂલ! પછી કાંઈ છે?"

અમારી વચ્ચે સાટું થઈ ગયું. લખાણ થયું. બીજે દિવસે વાંસદામાં જઈને ઈજારદાર તરીકે મારું નામ વેંકાપ્પાએ દાખલ કરાવ્યું. વેંકાપ્પાને મુંબઈ જ જવું હતું એટલે મેં તેને મારી ઓરડીમાંનો સામાન તથા ફરનીચર સો રૂપિયામાં વેચાતું આપી ઓરડીની ચાવી તેને સોંપી દીધી તથા માળાના માલેક ઉપર ચિઠ્ઠી લખી આપીને ઓરડીમાં તેને રહેવા દેવાની ભલામણ કરી. બાકીના ચારસો રૂપિયા વેંકાપ્પાને આપી દઇને મેં કરાર પૂરો કર્યો. વાંસદેથી જ વેંકાપ્પા મુંબાઈ ચાલ્યો ગયો. પોતાની વાંસની ઝૂંપડીને ફરીથી જોવા પણ રોકાયો નહિ!

(૫)

મારા નવા ધંધામાં મને રસ પડવા લાગ્યો. ખુલ્લી હવામાં

વસવું, મસ્તક ડોલાવી રહેલાં વાંસડાની લીલા જોવી, સ્હવારે બાજરીના બે રોટલા ખાધા હોય છતાં બપોરે પુનઃ ખાવા જોઇએ એવું આરોગ્ય ભોગવવું, એ જીવન મને ખરેખર ગમી ગયું. અહીં માંકણ નહોતા, મચ્છર નહોતા. આખો દિવસ ફરવાથી એવો શ્રમ લાગતો કે એક ઊંઘ લેતાં સવાર પડી જતી. ખરેખર, હું નરકમાંથી સ્વર્ગમાં આવ્યો હતો એમ મને લાગતું હતું.

વેંકાપ્પાને ભીલડાંની સાથે કામ લેતાં ત્રાસ થતો હતો, મને આનંદ આવતો હતો. મેં તેમની રોજીમાં વધારો કર્યો, પરન્તુ તે રોકડા પૈસાનો નહિ. હું તેમને અર્ધા પૈસાનું અનાજ આપતો. આથી દારૂ પાછળ ઓછા પૈસા ખર્ચાવા લાગ્યા અને ખોરાકી પાછળ વધુ પૈસા ખર્ચાવા લાગ્યા. રોજી વધવાથી ભીલડાંને સંતોષ મળ્યો, તેઓ વધુ કામ આપવા લાગ્યાં અને રોજ ધારેલા પ્રમાણમાં કામ ઊતરવા લાગ્યું.

મુંબઈ પહોંચ્યા પછી વેંકાપ્પાએ મને પત્ર લખ્યો હતો તે ઉપરથી મારા જાણવામાં આવ્યું હતું કે તે પણ મારી ગુલાલવાડીવાળી ઓરડીમાં સ્વર્ગનું સુખ ભોગવતો હતો ! રસ્તાથી ઉંચેરા માળ પરની ઓરડી, બારીમાંથી દૃષ્ટિ કરતાં ગાડીઓ, મોટરો અને ટ્રામની દોડધામ નજરે પડે, ચિત્રવિચિત્ર પોશાકનાં સ્ત્રીપુરૂષો નજરે આવે; અને ઓરડીમાં દૃષ્ટિ કરતાં એક બાજુએ પલંગ, બીજી બાજુએ મેજ, અને તેની પાસે આરામખુરશી, દીવાલો ઉપર નવી ફ્રેમમાં મઢાવેલાં જૂનાં ચિત્રો કે ફોટોગ્રાફો શોભી રહ્યા હોય, અને સૌની વચ્ચે ધમધમાટ કરતો પ્રાઇમસ ચાહ ઉકાળી રહ્યો હોય, એ દૃશ્ય વેંકાપ્પાને કેમ આનંદ ઊપજાવ્યા વિના રહે?

ખરેખર, અમે બેઉ નરકમાંથી સ્વર્ગમાં આવ્યા હતા; અમે અમારાં નરકની અદલાબદલીથી જ સ્વર્ગ નીપજાવ્યાં હતાં.



તે દિવસે સુશીલાબહેનને તેમના ભાઈ સ્ટેશન પરથી ગાડીમાં બેસાડીને ઓચિંતા ઘેર લાવ્યા, ત્યારે હું તેમને ઓળખી શકી જ નહિ! મેં તેમને તે વખતે દોઢ વર્ષને અંતરે જોએલાં, પરન્તુ એટલા વખતમાં તેમનું શરીર એટલું બધું બદલાઈ ગએલું કે તેમને હું તુરત ઓળખી શકી નહિ અને તેથી મને પાછળથી બહુ જ શરમ પણ આવેલી. મૂળે મારી નણંદનું ઊંચું શરીર એટલે પાતળો બાંધો, તેમાં વળી અત્યારે તો કોણ જાણે શાથી શરીર સુકાઈ ગએલું, મ્હોં ફિક્કું પડી ગએલું; વળી દોઢ વર્ષમાં બે સુવાવડો ગએલી એટલે મેં તેમની પાસે બેને બદલે ચાર બાળકો જોયાં; તેથી જ હું એકદમ ભ્રમમાં પડીને ઓળખી શકેલી નહિ.

સુશીલાબહેન મારાથી બે વર્ષે નાનાં હતાં. જે થોડા દિવસ તે પિયર આવીને રહેતાં, તેટલા દિવસ અમારે નણંદ–ભોજાઈને સારી રીતે બનતું, અને મારી પાસે તે આમન્યાથી વર્તતા છતાં મારા અંતરમાં તો તેમના પ્રત્યે સખીભાવ જ હતો. તે આવ્યાં તે અગાઉ તેમના કશા સમાચાર નહોતા; તેમના ભાઈને તેમની ઓફીસમાં પરભાર્યો તાર મળ્યો હશે એટલે તે ઓફીસમાંથી સીધા સ્ટેશને જઈને તેમને ઘેર લાવ્યા હતા. માજી પણ સુશીલાબહેનને

ઓચિંતાં આવેલાં જોઈને આશ્ચર્યમાં પડી ગયાં હતાં. મેં અને માજીએ તેમને વહાલથી સત્કાર્યાં અને ઓરડામાં તેમનો સરસામાન મુકાવ્યો. માજીએ ઉત્સુકતાભરી આંખે પૂછયું: "બહેન ! કાંઈ એકાએક ?"

"હા, શરીર ઠીક રહેતું નહિ, એટલે મનમાં જઉં જઉં થયા કરતું'તું; એટલામાં તુરત આવવાનું નક્કી થયું એટલે કાગળ લખાયો નહિ, પણ ભાઈ ઉપર તાર કરેલો, એટલે ભાઈ સ્ટેશને આવેલા."

"નાની બહેન ! તમારૂં શરીર બહુ નબળું પડી ગયું છે, હોં !" મેં કહ્યું: "માફ કરજો, હું તો તમને પહેલાં ઓળખી ન શકી, બહેન !"

"જો ને, શરીર કેવું થઇ ગયું છે !" માતાની વત્સલતા આર્દ્ર આંખે જોઇ રહી: "ત્યાં કાંઈ દવા યે નહોતી કરતી કે શું ?"

"દવા કરવાની જ હતી, એટલામાં અહીં આવવાનું થયું."

"ભલે આવી. હવે, બે–ત્રણ મહિના રહીશ ને ?" માજીએ પૂછયું.

"એ તો હવે રહેવાય તેટલું ખરૂં." સુશીલાબહેને જવાબ આપ્યો. નાની ભાણી નિર્મળા હીંચકામાં રડવા લાગી એટલે માજી આંખો લૂછતાં લૂછતાં તેને હીંચોળવા ગયાં અને અમે નણંદ–ભોજાઈ એકલાં પડયાં.

(૨)

દિવસ પછી દિવસ જવા લાગ્યા. સુશીલાબહેનની દવા શરૂ કરવામાં આવી. પંદરેક દિવસ ગયા પણ તેમની તબિયતમાં કશો સુધારો દેખાયો નહિ. તેમના પીળા પડી ગએલા ચહેરા પરનો કંકુનો ચાંદલો ખાખરાના પાંદડા પરના લોહીના બિંદુ જેવો દેખાતો. તેમના ગાલ સુકાઈ ગયેલા હતા તે તેવા ને તેવા જ રહ્યા હતા. નાની નિર્મળાને ધાવણથી દૂધ મળતું નહિ તેથી તે રોજ રડયા કરતી. માજી તો

પોતાની પુત્રીને રોજ આંસુભરી આંખે જોઈજ રહેતાં.

તેમને આવ્યાને એક માસ થઈ ગયો, પણ તેમના પતિનો એક્કે પત્ર આવ્યો નહિ. મને જરા નવાઈ લાગી. સુશીલાબહેન પતિ સાથે લઢવાડ કરીને આવ્યાં હશે કે શું, એવો સંશય મને આવવા લાગ્યો અને મેં તે શંકા તેમના ભાઈને–મારા પતિને પણ જણાવી. સુશીલાબહેનના પતિ વડોદરામાં સારા વકીલ હતા, બી. એ. એલએલ. બી. થએલા હતા અને મહિને પાંચસો–સાતસો રૂપિયા સહેલાઈથી કમાતા હતા.

એક વાર હું સુશીલાબહેનનું માથું હોળતી હતી એવામાં તે ત્યાં આવ્યા અને તેમણે બહેનને પૂછ્યું: "નાની બહેન! તું આવી ત્યારથી વડોદરાથી કશો પત્ર આવ્યો નથી; એમ કેમ વારૂ?"

"શી ખબર? ફુરસદ નહિ મળતી હોય." બહેને વાત ટાળી નાંખવાને ટૂંકો જવાબ વાળ્યો.

"ફુરસદ! એક પત્ર લખવા માટે મહિના સુધી ફુરસદ નહિ? ગુણવંતલાલને બાળકોની પણ કશી ચિંતા નહિ થતી હોય?"

"મોસાળ ગયેલાં બાળકોની ચિંતા શાની હોય?"

એટલામાં ટપાલ આવી. મારા નામે એક માસિક પત્ર આવતું હતું. હું બહાર જઈને તે તથા એક પોસ્ટકાર્ડ ટપાલી પાસેથી લઈ આવી. પોસ્ટકાર્ડ મેં તેમના હાથમાં મૂક્યું.

બહેને મને પૂછ્યું. "ભાભી, તમારે માટે આ ચોપાનિયું આવે છે?"

"હા, તમે ક્યાં ક્યાં પત્રો મંગાવો છો?"

"એક્કે નહિ!"

"એકકે નહિ?" તેમના ભાઈ નવાઈ પામ્યા અને બોલ્યાઃ

"તને તો વાંચવાનો બહુ શોખ હતો."

"હા, પણ હવે તે શોખ ગયો."

મારા પતિના નામ પર જે પોસ્ટકાર્ડ આવ્યું હતું તે સુશીલાબહેનના પતિ ગુણવંતલાલનું જ હતું. તેમાં લખ્યું હતું:

"તમારી બહેનને ત્યાં મોકલ્યાને મહિનો થઇ ગયો, હવે એક બે અઠવાડિયામાં મોકલી દેજો. તે પહેલાં કઇ ગાડીમાં મોકલશો તે વિષે પત્રથી જણાવશો, એટલે ગાડી પર માણસ મોકલવાની સમજ પડે.

લિ○

"ગુણવંતલાલ"

મારા પતિ સુશીલાબહેન સામે જોઈ રહ્યા અને બોલ્યા: "એક મહિને માત્ર એક પોસ્ટકાર્ડ !"

સૂર્યની આડે વાદળું આવવાથી જેવી રીતે છાયા છવાઈ જાય તેવી રીતે સુશીલાબહેનના મુખ પર વિશાદની છાયા છવાઈ ગઈ. "એક પોસ્ટકાર્ડ" એ શબ્દોમાં રહેલી ટીકાની તે અસર હતી. ચહેરો એ મનનું પ્રતિબિંબ બતાવનારૂં દર્પણ છે.

મેં કહ્યું: "ગુણવંતલાલ આટલી બધી ઉતાવળ શાના કરે છે? સુશીલાબહેન દોઢ વર્ષે આવ્યાં છે, એટલે બે–ત્રણ મહિના તો રહે જ ને?"

"ત્યારે હું શો જવાબ લખું, બહેન?" તેમણે પૂછ્યું.

મેં કહ્યું: "લખજો કે હમણાં નહિ મોકલીએ."

"સુશીલા કહે તો મારાથી લખાય."

"હું કહું છું ને?" મેં પુનઃ કહ્યું: "પુરૂષો તો હંમેશાં ઉતાવળ જ કર્યા કરે; તમે પણ લાંબા લાંબા પત્રો લખતા તે

મને તેડાવવાની જ ઉતાવળ માટે. પણ આપણે ગણુકારીએ જ શાનાં?"

મારા સ્વામી હસ્યા અને બોલ્યાઃ "બધે કાંઈ ચંપકલાલ ન હોય, સમજી ને?"

છેવટે સુશીલાબહેને જવાબ આપ્યોઃ "પત્રનો વળતો જવાબ જ લખશો નહિ, ભાઈ!"

બહેનના આ જવાબથી અમે બેઉ આશ્ચર્ય પામ્યાં.

(૩)

હું અને મારા પતિ જોઈ ચૂક્યાં કે સુશીલાબહેનને પતિગૃહે જવાની ઉતાવળ નહોતી, અને તુરતમાં જવાની ઇચ્છા પણ નહોતી. જેમ તેમ કરીને અમે એ માસ તો તેમને રાખ્યાં પણ ગુણવંતલાલે હવે ઉપરાઉપરી પત્રો લખીને ઉતાવળ કરવા માંડી એટલે અમારે તેમને વડોદરે મોકલવાની તૈયારી કરવી પડી. શું કરીએ? દીકરી તો પરાયું ધન! એક વાર ફૂલ તોડયું એટલે પછી તેનું ભાવિ હોય તો દેવને શિરે વિરાજે અથવાતો માળીના દોરામાં પરોવાય કિંવા પગ નીચે કચડાય ને ધૂળમાં મળી જાય. આર્ય સંસારમાં પુત્રીનું સ્થાન તૂટેલા ફૂલના જેવું જ છે ને!

એ તો નક્કી હતું કે સુશીલાબહેનના અંતરમાં કાંઈ છૂપું દુઃખ હતું, પરન્તુ એ દુઃખ હું કળી શકી નહિ. મારા પતિ પણ એ દુઃખનું કારણ જાણી લેવાનો યત્ન કરવાનું મને કહેતા.

સુશીલાબહેન જવાનાં હતાં, તેની આગલી રાત્રે મોડે સુધી અમે નણંદભોજાઈ વાતો કરતાં બેઠાં હતાં.

વાત વાતમાં સુશીલાબહેન બોલ્યાંઃ "ભાભી! તમે ભાગ્યશાળી તો ખરાં. મારા ભાઈ પાસે બહુ પૈસો નથી, પરન્તુ ધનના સુખ કરતાં માનસિક સુખ વધારે કીંમતી છે અને તે સુખમાં તમે કેવાં મોજ કરી રહ્યાં છો?"

"સુખ અને દુઃખ તો મનની કલ્પનાઓ છે. પ્રાપ્ત થએલી સ્થિતિમાં સુખ માની લઈએ એટલે દુઃખ ક્યાંય નજરે ય ન પડે." મેં કહ્યું.

"પણ જ્યાં કલ્પનામાં સુખનો છાંટો ન હોય ત્યાં સુખ માની શકાય કેવી રીતે? મારા ભાઈનો સ્વભાવ સારો રહ્યો એટલે તમને દુઃખની કલ્પના જ ક્યાંથી આવે?"

"પણ તમારે ક્યાં સુખની ખામી છે? મારા નણંદોઇ મહિને સાતસો–આઠસો રૂપિયા પેદા કરે છે, પછી દુઃખ શું?"

"પણ ભાભી! પૈસાથી સુખ વેચાતું લઇ શકાતું નથી. તેનો દાખલો જોઇતો હોય તો હું પોતે જ છું."

સુશીલાબહેન બોલી તો ગયાં, પણ પાછળથી પસ્તાયાં હશે, કારણકે પછી તે એક અક્ષરે ન બોલ્યાં. મેં બહું પૂછ્યું પણ તેમણે જવાબ ન આપ્યો. જખમ ખોલીને ડાકટર જુએ ત્યારે જેવું દુઃખ દર્દીને થાય તેવું દુઃખ મારા પ્રશ્નથી સુશીલાબહેનને થતું હતું તે હું જોઈ ચૂકી અને પછી મેં તેમને કશું પૂછ્યું નહિ.

રાત વહી ગઇ અને પ્રભાત થયું. આજે સુશીલાબહેનને સાસરે જવાનું હતું. રાત્રે તેમને ઊંઘ નહિ આવી હોય એમ તેમની લાલ આંખો ઉપરથી સમજી શકાતું હતું. મેં તેમનો ચોટલો વાળવા માંડ્યો ત્યારે એકાંત જોઇને તેમણે જ કહ્યું: "ભાભી! જો તમે કોઈને વાત ન કરો, તો હું ગઈ રાતના તમારા સવાલનો જવાબ આપું."

"કહો, બહેન! હું કોઈને નહિ કહું."

સુશીલાબહેને મને કહેવા માંડ્યું, પણ થોડી વાર સુધી તો હું કશું સમજી શકી નહિ. તેમણે આગળ કહ્યું: "આપણે રહ્યાં હિંદુ અને વળી બ્રાહ્મણ. ચૂલામાંનું લાકડું ચૂલામાં જ બળે, તે

વિના તેનો બીજો કશો આરો નહિ. સ્વામી ગમે તેટલો ત્રાસ દે, તોપણ તે જ આપણો પ્રભુ અને તેનાથી જ આપણો ઉદ્ધાર."

"જરા મજબૂત મનનાં થવું, બ્હેન! સાસરામાં રહ્યા વિના કાંઈ ચાલે?"

"પણ મનની મજબૂતી ક્યાંથી આવે? કોઇને કહીએ એટલે કહે છે કે એલએલ. બી. થએલો પતિ વળી બૈરીને ત્રાસ આપે ખરો? સ્ત્રીનો જ વાંક હોવો જોઈએ!"

"લોકો તો બોલે." મેં સુશીલાબ્હેનને હિંમત આપવા માંડી, પરન્તુ તેમના માનસિક દુઃખની કલ્પના હવે મને આવી ગઈ.

ગુણવંતલાલ જૂના અને નવા વિચારોની વચ્ચે અથડાતા મનસ્વી પુરૂષ હતા, એટલે તે મારી નણંદ ઉપર બેધારી તલવાર ચલાવતા. કોઈ વાર તે બરાડતાઃ "તદ્દન ગમાર જેવી છે! બે વખત રાંધવા સિવાય કશું આવડે જ નહિ; ઘરની બીજી વ્યવસ્થાનું ભાન છે?" બીજી વાર તે તેથી ઊલટો જ પ્રહાર કરતાઃ "પાંચ ચોપડીઓના તારા ભણતરને મારે શું પૂજવું છે? ઘરમાં છોકરાં ઉપર તો બરાબર ધ્યાન રાખતી નથી અને વળી સ્ત્રીસ્વાતંત્ર્યની લાંબી ચોડી વાતો કરવી છે!" એવા એવા ટોણાંથી ગુણવંતલાલ રોજ તેમની પજવણી કરતા. ગુણવંતલાલને બેમુખા સાવજની ઉપમા આપી શકાય. તેમને મન પત્ની માત્ર ઘરકામની વૈતરી અને દેહભોગની દાસી હતી, ને બાળકો જ માત્ર પોતાનાં હતાં! પોતે વિદ્વાન અને વહેવારકુશળ છે એવી તેમને ખાતરી હતી. નજીવા કારણસર પત્નીને ગાળો અને મ્હેણાં દેવાં, બીજાના સાંભળતાં તેનું અપમાન કરવું, અસીલોની સાથે રાતદિવસ માથાકૂટ કરવામાં જ સમય વીતાડવો અને ફુરસદ માત્ર પત્નીને ગાળો કે ઠપકો દેવા માટે જ મેળવવી એ તેમનો રોજીંદો કાર્યક્રમ

હતો. આથી બિચારાં સુશીલાબહેનને લગ્ન પછીનાં પાંચ વર્ષોમાં ચાર બાળકો સાંપડયાં હતાં, પણ જેને સાચું સંસાર સુખ કહે છે તે મળ્યું નહોતું. આથી મનોદુઃખનો કીડો એમનું અંતર કોરી ખાતો હતો અને લોહી ચૂસી લેતો હતો. પરણ્યા પહેલાં તેમને મન પૈસો બડી ચીજ હતી, પરન્તુ હવે તેમણે જોયું હતું કે ધનથી સુખ મળી શકતું નથી. જે સ્વામી પોતાની પત્ની અને બાળકોને સ્ટેશન પર લેવા જવા માટે ધધામાંથી સમય ન મેળવી શકે, તે સ્વામીને મન પત્નીનું મૂલ્ય કેટલું હોય?

(૪)

છેવટે સુશીલાબહેન સાસરે તો ગયાં, પરન્તુ છ જ માસમાં તેમના ભાઈ જઇને પાછા અમારે ત્યાં તેડી લાવ્યા. બીજો ઉપાય નહોતો, કારણકે તેમને જીર્ણ તાવ આવતો હતો અને વળી ચોથો માસ જતો હતો! તેમનું શરીર હાડપિંજર જેવું થઈ ગયું હતું. અમે દવા શરૂ કરી હતી, પરન્તુ તેથી તેમને જરાયે સુખ થતું નહિ. બાળકોને જોઇને તેમની આંખોમાં પાણી આવી જતું. ડાકટરનો છેવટનો જવાબ એ હતો કે તેમને માનસિક રોગ છે. એ રોગ અસાધ્ય છે.

અમે સુશીલાબહેનની આશા મૂકી દીધી અને ગુણવંતલાલને એ મતલબનો પત્ર લખ્યો. બે દિવસ પછી તબિયત વધારે નરમ જણાઈ એટલે તાર કર્યો.

આ બાજુએ સુશીલાબહેને બાળકોની રજા લેવા માંડી: "પ્રભા! તું મોટી છે. બહેન! નિર્મળાને રડાવીશ નહિ અને સંભાળજે, હોં! જયંત! તું મામા–મામી અને માજી પાસે રહીને ભણજે, કોઈને પજવીશ નહિ હોં, બેટા!"

"સુશીલાબહેન! એમ ગભરાઓ છો શાને? કાલે સવારે પ્રભુ તમને સાજાં કરશે." એમ કહી મેં તેમને દપકા સાથે

આશ્વાસન આપવા માંડ્યું, પરન્તુ મારું હૈયું યે હાથ રહ્યું નહિ. મારી આંખો આંસુથી ભરાઇ ગઈ. તે જ દિવસે સુશીલાબહેનના આત્માએ સગર્ભાવસ્થામાં જ દેહ છોડ્યો.

ગુણવંતલાલ હજી આવ્યા નહોતા. સુશીલાબહેનના મૃત્યુનો બીજો તાર અમે કર્યો, તેનો માત્ર પોસ્ટકાર્ડથી જવાબ આવ્યો! મૃત્યુ પછી ચૌદમે દિવસે તે આવ્યાઃ શામાટે? તેમનું બીજું વેવીશાળ થઈ ગયું હતું અને થોડા દિવસ પછી લગ્ન થવાનું હતું, એટલે તે પોતાનાં બાળકોને લેવા આવ્યા હતા!

મારું હૈયું હાથ ન રહ્યું. મારી ફૂલ જેવી નણંદના દેહ અને દિલને ફોલી ખાનાર એ ભણેલા નરપશુને બે શબ્દો સંભળાવ્યા વિના મને શાન્તિ વળે તેમ નહોતું. હું બહુ ઉશ્કેરાઇ ગઇ હતી. મેં કહ્યું: "વકીલ સાહેબ! તમે અપરાધીને નિરપરાધી ઠરાવો છો અને નિર્દોષને ગુન્હેગાર ઠરાવો છો; પરન્તુ તમારી પોતાની પત્નીના ખૂનનો જવાબ તમે શું આપો છો? હું તમને શું કહું? મારી નણંદના અમર આત્માથી પતિનિંદા સહન નહિ થાય તો પણ મારે તમને કહેવું પડે છે કે જીવનભર જેને એક પણ મીઠો શબ્દ સાંભળવા મળ્યો નથી, જે હડધૂત થયા છતાં પતિ-પરાયણ રહ્યાં છે, જેમણે પ્રસૂતિ પાછળ દેહની અને પતિ તરફના દુઃખથી મનની પાયમાલી વેઠ્યા છતાં સ્વપ્નમાં યે પતિનું અમંગલ ચિંતવ્યું નથી, એવાં મારાં સુશીલાબહેનના મૃત્યુના ચૌદમા દિવસે હું તેમનાં ગુણકીર્તન કરું કે જેણે ભોગદાસી લેખીને જ તેમનું રૂધિર પીધું છે તેને ગાળો ભાંડું? મારી બાળભાણેજી આ નિર્મળા મારી છાતી પર ચડીને પૂછે છેઃ 'મામી! બા ક્યાં ગઈ છે?' બોલો, વકીલ સાહેબ! એ બાળકીની માતાનું તમે જ ખૂન કર્યું છે કે નહિ?"

●

આજે વસંતપંચમીનું પ્રભાત હતું. અનેક કુટુંબો એ પ્રભાતની આશા ઉપર બેસી રહ્યાં હતાં. બીજું મુહૂર્ત નહિ જોતાં એ દિવસને જ શુભ મુહૂર્ત માની લઇને પોતાનું શુભ કાર્ય તે દિવસે કરવાનું ઘણાઓએ મુલ્તવી રાખ્યું હતું અને તેથી એ દિવસ આવી પહોંચતાં વડોદરાની લગભગ સઘળી પોળો ઉત્સવરૂપ દેખાતી હતી. દરેક પોળમાં કાંઈ નહિ તો બે–ચાર ઘેર તો શુભ ઉત્સવનાં ટાણાં હતાં જ.

મધુરીને આજે સાસરે વળાવવાની હતી. પ્રભાત થતાં જ માતાની આજ્ઞાથી તેણે સ્નાન કરી લીધું; પછી તેણે પોતાના રેશમી વસ્ત્રો પેટીમાંથી બહાર કાઢી તૈયાર રાખ્યાં. માળણ ફૂલ આપી ગઈ એટલે ભાભી છાબમાં ફૂલ લઇને મધુરી પાસે આવી બોલી: "ચાલો, હું તમારે માટે ફૂલવેણી ગૂંથીને બાંધું."

મધુરી જાણતી હતી કે પોતાની ભાભીને બરાબર ગોઠવીને ફૂલ ગૂંથતાં આવડતું નહોતું, તેથી તે બોલી: "આટલી શી ઉતાવળ છે, ભાભી? પેલી કમળાને તો આવવા દો."

આખી પોળમાં ફૂલવેણી ગૂંથવાની કમળાની કળા સારી પેઠે જાણીતી હતી.

ભાભીને હસવું આવ્યું. તે બોલી: "હા હા, મધુરીબહેન! એ તો હું ભૂલી ગઈ! આજે તમે પહેલી વાર સાસરે જવાનાં છો એટલે કમળા જ ફૂલવેણી ગૂંથે તે ઠીક. ત્યારે તેને તેડવા મોકલું?"

પણ એટલામાં તો કમળા આવી. ભાભી સમજી કે આગલે દિવસે નણંદે કમળાને ફૂલ ગૂંથવા આવવાની વર્દી આપી રાખી હશે. તે મનમાં બોલી: 'શો સાસરે જવાનો ઉમંગ!' અને તે ચાલી ગઈ.

"મધુરી! હું નિરાંત કરીને આવી નથી, હો!" આવતાંવેંત જ કમળા બોલી: "તે જરા ટોપી પહેરીને કોઈને ત્યાં ગયા છે, એટલી વારમાં તો હું મારૂં કામ પતાવી દેવા આવી છું. ચાલ બહેન, ઉતાવળ કર. ફૂલ તો આવી ગયાં છે ને શું!"

મધુરી ગાલીચા ઉપર બેઠી. કમળાએ ફૂલ ગૂંથવા માંડ્યાં. આગળ ને પાછળ બે મોટા અરીસા હતા. મધુરી અંબોડા પરની સુંદર પુષ્પરચના જોઈ જ રહી હતી અને મનમાં પુલકિત થતી હતી. વચમાં તેણે કમળાને પૂછ્યું: "હેં કમળાબહેન! તમે પહેલી વાર સાસરે ગયાં, ત્યારે તમારે માટે વેણી કોણે ગૂંથી આપી હતી?"

"મારી મેળેસ્તો! મને તો નાનપણથી જ ફૂલ ગૂંથતાં બહુ સારાં આવડે છે."

"ત્યારે તો તમે શી મણા રાખી હશે? તમારાં સાસરિયાંએ વેણી બહુ જ વખાણી હશે, નહિ વારૂ? અને તમારા પતિના આનંદનો તો પાર જ શો રહ્યો હશે?" મધુરી બોલી.

"અરે, એ વાત શું કામ સંભારે છે?" કમળાએ નિસાસો નાંખીને કહ્યું: "બહેના ફૂલવેણીની શોભા અને કિંમત સૌ સરખી

સમજતાં નથી. સૌએ મારી વેણીને વખાણી હતી, પણ મારા પતિએ જ એ ફૂલ પોતાને હાથે મારા અંબોડા પરથી ખેંચીને ગુસ્સાથી ફેંકી દીધાં હતાં! તે કહે કે મને તો આવા ઢોંગ નથી ગમતા!"

મધુરી એ સાંભળીને સ્તબ્ધ બની ગઈ. તે બોલી: "એ તે કેવા માણસ કહેવાય? ખરેખર, એમણે કોઈ વાર 'શાકુંતલ' કે 'વિક્રમોર્વશી' નહિ વાંચ્યું હોય! કેવા અરસિક માણસ!"

મધુરીનું હૃદય આનંદથી પુલકિત ન થાય? બે વર્ષ પહેલાં જ્યારે તેનું લગ્ન થયું ત્યારે માહ્યરામાં બેઠાં બેઠાં પતિનું તેજસ્વી વદન ચુંદડીના ઘૂમટાની આડથી મધુરીએ પહેલવહેલું નિરખ્યું હતું, તે સમયે તે આજના જેટલી સમજણી નહોતી. હવે તો તે જ્ઞાતયૌવના મુગ્ધા બની હતી અને સંસારની રસિકતાને સમજતાં શીખી હતી. તેણે ગુજરાતી અભ્યાસ સારો કર્યો હતો અને વાંચવાના શોખથી નાની વયમાં ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. દૂધમાં સાકર ભળે તેમ તેનો પતિ મનહરલાલ ગ્રેજ્યુએટ હતો, એટલે પોતાના રસિક મનોભાવની કદર એ કેળવાએલા પતિ તરફથી યોગ્ય રીતે થશે અને પોતાનો સંસાર ઉભયને બહુ આનંદજનક થશે એવી મધુરીની માન્યતા હતી. જ્યાં બન્ને પાત્રો કેળવાએલાં હોય, ત્યાં આવી માન્યતા સ્વાભાવિક જ હોય ને?

મધુરી સાસરે ગઈ. વહુનું સૌંદર્ય, અંતરના આનંદના આવિર્ભાવથી વદન ઉપર સ્ફુટ બનેલું લાવણ્ય અને તેની સુઘડતા મધુરીનાં સાસરિયાંને બહુ ગમ્યાં. જે કોઈ મધુરીને જોતું તે આનંદના તથા સંતોષના ઉદ્દગાર કાઢતું. એક પડોશણ બોલી: "મનહરભાઈ ભાગ્યશાળી તો ખરા, વહુ નરી અપ્સરા જેવી છે."

મનહરલાલની બહેન બોલી: "વહુને જ પૂરી ભાગ્યશાળી કહો

ને ! મારો ભાઈ તો બી. એ. થએલો છે.”

પાડોશણ સામો ઉત્તર વાળ્યા વિના ચાલતી થઈ.

(૨)

મેડી ઉપર મધુરીનું શય્યાગૃહ રાખ્યું હતું. આનંદપુલકિત અંતઃકરણે મધુરીએ શય્યાગૃહમાં પ્રવેશ કર્યો. ઓરડાની અંદરની શોભા અને રચના, પુસ્તકોનાં કબાટો, સુંદર ચિત્રો વગેરે જોઈ મધુરી વિશેષ આનંદિત બની. પતિની રસિકતાની સાક્ષી જ એ સર્વ પૂરતું હોય એમ મધુરીને લાગ્યું. પરંતુ આ મોટા ખંડમાં તેને એકલાં ગમ્યું નહિ. તેણે એક બારી બંધ હતી તે ઉઘાડી. બારીની બહારના કઠેરા પર ઘુવડ બેઠું હતું તે બારી ઉઘડતાં જ પાંખોનો ફફડાટ કરતું ઊડી ગયું. મધુરીને બીક લાગી. પતિ આવે ત્યાંસુધી નીચે બૈરાંઓમાં જઈ બેસવાનું મધુરીને ઠીક લાગ્યું. તે નીચે ગઈ.

નણંદે કહ્યું: ‘ભાભી ! મારા ભાઈ તો ક્યાંક ભાષણ આપવા ગયા છે તે મોડા આવશે, તમે તમારે જઈને સૂઈ જાઓ.’

‘મને બીક લાગે છે.’

‘ત્યારે ભલે અહીં બેસો.’

રાત્રિના અગિયારેક વાગતાં મનહરલાલ આવ્યો તે સીધો મેડી પર ચડી ગયો અને કપડાં ઊતારીને તુરત લખવા બેઠો. થોડુંએક લખ્યું, એટલામાં મધુરી ત્યાં જઈ પહોંચી; પરંતુ મનહરલાલનું ધ્યાન જરાએ સ્ખલિત થયું નહિ.

ઘડીઆળમાં બારના ટકોરા થયા. એક આરામખુરશીમાં પડીને મનહર કંઇક વાંચવા લાગ્યો.

મધુરીને સ્વામીનું અત્યારનું વર્તન વિલક્ષણ લાગ્યું. પોતે એક કલાકથી આવી હતી પરન્તુ સ્વામીએ પોતાની ખબર પણ

લીધી નહિ; કશું બોલ્યા નહિ, અને લખી રહીને મધરાતે વાંચવા બેઠા, એ જોઈને મધુરી નવાઈ પામી. સ્વામી સાથેના પ્રથમ પરિચય પ્રસંગે એ લજ્જાળુ બાળાથી તો કશું બોલી શકાય તેમ નહોતું.

વળી એકાદ કલાક વીતી ગયો. મધુરીની આંખો ઊંઘથી ઘેરાવા લાગી. તે હીંચકા ઉપર જ સૂઈ ગઈ અને થોડી વારમાં ઊંઘી ગઈ.

પરોઢ થતાં તેની આંખ ઊઘડી ગઈ. તેણે જોયું કે સ્વામી પલંગમાં સૂતા હતા અને ઊંઘતા હતા. હવે મધુરીને ઊંઘ આવી નહિ. તે વિચારમાં ને વિચારમાં બેસી રહી. વેણીનાં સુંદર પુષ્પો ચીમળાઇને ખરી ગયાં હતાં. પુષ્પોની સુંદર વેણી પતિની નજરે પણ આવી શકી નહિ અને પુષ્પો ખરી ગયાં એટલો મધુરીને અસંતોષ રહ્યો.

થોડી વાર પછી મનહર જાગ્યો. પણ કશું બોલ્યો નહિ. મધુરીએ જ પ્રથમ શબ્દોચ્ચાર કર્યો: "પછી રાત્રે ક્યાંસુધી વાંચતા બેઠા હતા? હું તો હીંચકા ઉપર જ ઊંઘી ગઇ."

"રાત્રે દોઢ વાગે હું સૂઈ ગયો."

"પણ રાત્રે મોડા કેમ અવાયું? મને તો ઓરડામાં એકલાં બીક લાગતી હતી, એટલે પછી નીચે જઇને બેઠી હતી."

"રાત્રે વિધવાવિવાહમંડળની વ્યવસ્થાપક સમિતિની સભા હતી. આપણી ન્યાતમાં યુવાન વિધવાઓને પુનર્લગ્ન વડે દુઃખમુક્ત કરવાની હિલચાલ કરવાનો અમે ઠરાવ કર્યો છે. આવતા રવિવારે જાહેર સભામાં હું વિધવાવિવાહ વિષે ભાષણ આપવાનો છું."

"પણ હવે બહુ મોડા ના આવશો. આવડા મોટા ખંડમાં

હું એકલી હોઉં તો બીક ના લાગે ?"

"બીક શામાટે લાગે ? એ તો ભ્રમણા છે."

"પણ કોઈ ભૂતપલીત દેખા દે તો હું તો છળી મરું !"

"મનુષ્યમાત્ર મરીને ભૂતયોનિને પ્રાપ્ત થાય છે જ; પરંતુ જે આત્માઓ હલકી વાસનાવાળા હોય છે, તેઓ પોતાની વાસનાને તૃપ્ત કરવાને ફાંફાં મારતાં જગતમાં ભ્રમણ કરે છે. તેઓથી આપણે કશું બીવું જોઈએ નહિ. આપણે તેમને આશ્વાસનનાં બે વચનો કહીએ તો તેમનું માનસિક દુઃખ ઓછું થાય. જો ભૂત જોવામાં આવે તો એટલો પરોપકાર કરવાનું ભૂલવું નહિ."

સ્વામીનું આ તત્ત્વજ્ઞાન મધુરીના સમજવામાં આવ્યું નહિ. મનહરલાલ દાદર ઊતરી નીચે ગયો. કોડભર્યા યૌવનમસ્ત વનમાં સૂનકાર અનુભવતી મધુરી બેફામ બની ઊંચે આકાશ ગમ જોઈ રહી.

## ( ૩ )

પોતાની રસિક વૃત્તિની તૃપ્તિને માટે ફાંફાં મારતી મધુરી બીજી રાત્રે પણ મધરાત સુધી રાહ જોઈને થાકી ત્યારે મનહર ઘેર આવ્યો. તે બોલી: "આજે પણ બહુ ઉજાગરો કરશો તો તમારી તબિયત નહિ બગડે ?"

'દેશનું અને સમાજનું હિત સધાતું હોય તો પછી આપણા શરીરની શી વિસાત છે? આજે તો એક મિત્રમંડળે 'લોકહિત' નામનું વર્તમાનપત્ર બહાર પાડવાનો ઠરાવ કર્યો છે. તેઓએ મને બોલાવેલો તેથી હું ત્યાં ગયો હતો. એ પત્રનાં અંગ્રેજી લખાણો પૈસા લીધા વિના લખી આપવાનું મેં સ્વીકાર્યું છે.' મનહર આનંદથી બોલ્યો.

મધુરીને સ્વામીની આવી વાતમાં કશો રસ પડતો નહોતો. તે મૂગી રહી. થોડી વારે બોલી: 'મારી માતાએ મને બે તોલા સોનું આપ્યું છે તેમાંથી માથામાં ઘાલવાનો એક કેવડો કરાવી આપશો ?'

'એવી કશી મને ખબર પડે નહિ. મારે હજી ઘણું કામ છે. પરમ દિવસે આપવાના જાહેર ભાષણની તૈયારી માટે કેટલાંક પુસ્તકો વાંચવાનાં છે. મને વાત કરાવીશ નહિ.' એમ કહી મનહર એક પુસ્તક હાથમાં લઇ વાંચવા બેઠો.

મધુરી નિરાશ થઈ ગઈ. વાંચવું, લખવું અને ભાષણો આપવાં એમાં જ સ્વામીને બહુ રસ પડે છે એમ તે તુરત સમજી ગઈ. તેને લાગ્યું કે પોતાની આશાઓ અને આંકાક્ષાઓનો મિનારો તૂટી પડતો હતો.

એક માસ થઈ ગયો. તે બધો વખત મધુરી સાસરે રહી. તે રોજ હીંચકા પર સૂતી. સ્વામીએ એક પણ વખત પલંગમાં સૂઇ રહેવાનું તેને આમંત્રણ કર્યું નહોતું. ખરેખર, મધુરીને ઇન્સાફ આપવાને–મધુરીની રસવૃત્તિને પિછાનવાને–તેને ખીલવવાને તેને અવકાશ જ નહોતો.

મધુરીને આશા હતી કે થોડા વખત પછી સ્વામીપરનો કામનો બોજો ઓછો થતાં અવકાશ મળશે; કેળવાએલા પતિનું હૃદય તો હમેશાં રસભર્યું જ હોય ને !

(૪)

વર્ષાઋતુના દિવસો આવ્યા. મધુરી ફરીથી પિતૃગૃહેથી સાસરે આવી. આજે સાંજથી ભારે વરસાદ પડતો હતો તેથી મનહરથી કોઇ સભામાં જઇ શકાયું નહિ. તેને ઘેર જ બેસી રહેવું પડયું.

ઘરમાં બેસી રહેવાથી મળેલી ફુરસદનો ઉપયોગ તેણે 'લોકહિત' પત્રને માટે લખાણો તૈયાર કરવામાં ડહોળવા માંડયો.

દસ વાગ્યા અને મધુરી શય્યાગૃહમાં આવી તે વખતે વરસાદ બંધ થઇ ગયો હતો. યુવાન ત્વચાને શીતળતા બહુ સુખકર લાગતી. શય્યાગૃહમાં આવતાં જ તે બોલી: 'આજે વરસાદ બહુ પડયો, હો ! સાંજે બહુ ધામ થતો હતો અને અત્યારે સર્વત્ર શીતળતા વ્યાપી ગઇ.'

મનહરલાલ બોલ્યો: 'મેઘ ચડે અને હવાનું દબાણ ઓછું થાય એટલે ધામ થાય; પછી વરસાદ પડે અને હવા વધુ ગતિમાન થાય એટલે શીતળતા જણાય.'

મધુરીએ કુદરતનું વિજ્ઞાનશાસ્ત્ર શીખવાની ઇચ્છા રાખી નહોતી. તે સ્વામીનો જવાબ સાંભળીને ખિન્ન થઇ. થોડી વારે તે બોલી: 'ચાલોને આજે તો અગાશીમાં થોડી વાર બેસીએ ! આકાશમાંની મેઘલીલા તો બહુ સુંદર દેખાતી હશે.'

'શું નાના બાળકોના જેવી વાત કરે છે ! વાદળાં દોડાદોડી કરે તેમાં તે જોવાનું શું ?'

'નથુરામ કવિનું વર્ષાવર્ણન વાંચ્યું હોય તો તમને પણ વાદળાંની દોડાદોડીમાં આનંદ જણાય.' મધુરીએ એક દલીલ કરી.

'એ કવિઓએ જ દેશનું સત્યાનાશ વાળ્યું છે. આકાશમાં સૂર્ય અને ચંદ્રને જોઇને કવિતા લખે, કોયલનો ટહૂકો સાંભળીને મોટાં મોટાં જોડકણાં જોડી કાઢે, તેઓ ખરેખરા બાળકો જ કહેવાવા જોઇએ ! એવી બાલીશ કવિતાઓથી દેશનું હિત શું થયું ? સમાજનું ભલું શું થયું ?'

છતાં મધુરી સ્વામીનો હાથ પકડીને તેને અગાશીમાં લઈ ગઈ. મધુરી મેઘલીલા અવલોકવા લાગી. એટલામાં વિજળીનો

ભારે ચમકારો થયો અને તત્ક્ષણ કાન ફાડી નાખે એવી ભયંકર મેઘગર્જના થઈ! 'ઓય મા! આ શું થયું?' એમ કહેતી અને ભયથી થરથરતી મધુરીથી એકાએક સ્વામીની કોટે વળગી પડાયું. તેનું કાળજું કંપવા લાગ્યું. મનહરલાલે ક્રોધથી તેના બાહુપાશને છોડાવી તિરસ્કારી કાઢતાં કહ્યું: 'આ તે કાંઈ રીત છે? બાળકની પેઠે વળગી શું પડે છે? પોઝીટીવ વાદળાં અને નેગેટીવ વાદળાંનું આકાશમાં સંમેલન થાય તેથી વિદ્યુત્ પ્રકટે જ અને તેથી મેઘગર્જના પણ થાય જ. આટલું બધું નિશાળમાં શીખી આવી છે તોપણ એ વિષે કાંઈ જાણતી નથી કે વિજળીનો ચમકારો જોઈને આમ ડરે છે? તને નિશાળમાં પદાર્થપાઠ કોણ શીખવતું?'

બિચારી મધુરી શો જવાબ આપે? સ્વામીના ક્રોધ, તિરસ્કાર અને પદાર્થપાઠના શિક્ષણ હેઠળ મેઘગર્જનાથી થએલો ભય તો કેવળ દબાઈ ગયો! તે કશું બોલી નહિ. તેનું હૃદય ડસડસી રહ્યું. આંખમાં આંસુ ઊભરાયાં. તે પોતાની ખીલતી સ્ત્રીવૃત્તિના પોષણને માટે ફાંફાં મારતી હતી, હૃદયનું આશ્વાસન શોધતી હતી, રસિકતાના અવનવા અભિલાષોથી તેનું હૃદય થરથર કંપતું હતું. પણ એ હૃદય ઉપર અમીસિંચન કરવાને–તેના હૃદયના ભાવોને તૃપ્ત કરવાને–તેનો કેળવાએલો પતિ પણ કેવળ નિરૂપયોગી બની ગયો હતો! પ્રથમ રાત્રિથી જ તેના હૃદયમાં નિરાશાના અંકુરો જન્મ્યા હતા. અત્યારે આકસ્મિક થઇ ગએલા આલિંગનથી શિથિલ બની જતાં–તે હતાશ બની ગઈ! તેણે સ્વામી તરફ જોવાને સહજ દૃષ્ટિ ફેરવી–પણ સ્વામી કયાં? મનહરલાલ તો મૂગો મૂગો અગાસીમાંથી ઊતરીને કયારનોયે પલંગમાં સૂઇ ગયો હતો!

હતાશ બની ગએલી મધુરી હીંચકા પર બેસીને એ રાત્રિએ પોસ પોસ આંસુએ રડી. પોતાનું હૃદયદુ:ખ તે કોને કહે?

(૫)

'મોટા ભાઈ, મારી ભાભીને આઠ દિવસથી સખત તાવ આવે છે, ચૌટામાં જાઓ છો તો ક્વીનાઈનની ગોળીઓની એક બાટલી લેતા આવજો.' મનહરલાલને તેની બહેને કહ્યું.

મનહરલાલ બોલ્યોઃ 'રોગમાત્ર આહારવિહારમાં થએલી પોતાની ભૂલો તથા અનિયમિતતાનું ફળ હોય છે; માટે ભૂલની સજા તો વેઠવી જ જોઈએ.' એમ કહીને તે ચાલ્યો ગયો.

ત્યારપછી ત્રણ માસ વીતી ગયા. મધુરીને ઝીણો ઝીણો તાવ આવ્યા જ કરતો. તેની માતા તેને પોતાને ત્યાં તેડી ગઈ અને દાક્તરની દવા શરૂ કરી; પરંતુ તાવ હઠયો નહિ અને ઉધરસનાં લક્ષણ લાગુ પડયાં.

મધુરી પોતાનું જીવન પૂર્ણ થઈ ગએલું જ સમજતી હતી, છતાં તે મનોદુઃખ અને હતાશ સ્થિતિ કોઈને કહેતી નહિ.

દિવસ પછી દિવસ જવા લાગ્યા. વૈદ્યદાક્તરોએ નિદાન કર્યું કે મધુરીને ક્ષયરોગ લાગુ થયો હતો. ઊંચી ઊંચી માત્રાઓ ખવરાવી અને દવાઓ પાઇ પણ અંતરનો કીડો અંતર ફોલી ખાતો હતો ત્યાં શરીરમાં લોહી કયાંથી ભરાય?

બાર માસ વીતી ગયા. મધુરીને મરણનો કાંઠો નજીક દેખાવા લાગ્યો. નવ-દસ માસથી તેણે પતિનું વદન પણ જોયું નહોતું. તેણે પોતાની મા પાસે માગણી કરી કે 'મને સાસરે લઇ જા.' એના અંતરનો મર્મ પતિની પાસે હૃદયભાર ખાલી કરવાનો હતો.

મધુરીને સાસરે લઈ જવામાં આવી. એક અલગ ઓરડામાં એનું બિછાનું રાખવામાં આવ્યું. મનહરલાલ ઘેર આવતો અને બહાર ભાષણો આપવા જતો, પણ મધુરીના ઓરડામાં પેસતો

નહિ. મધુરીએ તેની નણંદને એક વાર કહ્યું: 'નાની બહેન! એક વાર તો તમારા ભાઇને મારી પાસે મોકલો.'

મનહરલાલને તેની બહેને પોતાની ભાભીની ઇચ્છા જણાવી. મનહરલાલે જવાબ આપ્યો: 'દાક્તરો કહે છે કે ક્ષય ચેપી દર્દ છે. એને જે કાંઈ કહેવું હોય તે તું તેની પાસેથી જાણીને મને કહી જજે.'

(૬)

શેઠાણી માનકોરબાઇ વડોદરામાં લક્ષાધિપતિની વિધવા હતાં. પોતાને કશું સંતાન નહિ હોવાથી, પાસે જે કાંઈ બે–ચાર લાખની પૂંજી હતી તેનો ઉપયોગ એક વનિતાવિશ્રામ કાઢવામાં કરવાનો તેમનો ઇરાદો હતો. માનકોરબાઈ ચતુર, દીર્ઘદર્શી અને સ્ત્રીવર્ગની સ્થિતિ સુધારવાને કાળજીવાળાં હતાં. તેમણે વનિતાવિશ્રામ સ્થાપવાનો ઇરાદો જાહેર કર્યો અને વ્યવસ્થા માટે સમિતિ નીમી. સ્ત્રીઓને ભણાવવાને માટે સ્ત્રીશિક્ષિકાની યોજના કરી; ઘરગથ્થુ કામ અને ભરતશીવણ શીખવવા માટે પણ બધી ગોઠવણ થઈ; પરંતુ શિક્ષિકાઓને માર્ગસૂચન કરવા તથા સેક્રેટરીનું કામ કરવા કોઈ કેળવાએલા પુરૂષની અગત્ય માનકોરબાઈને માલૂમ પડી. તે માટે તેમણે વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપી. પગાર લાયકાત મુજબ આપવાનું જાહેર કર્યું.

એ જાહેર ખબર વાંચીને મનહર માનકોરબાઈ પાસે આવ્યો અને જણાવ્યું: 'હું ઇંગ્લીશ ઓનર્સ સાથે ગ્રેજ્યુએટ થયો છું અને સમાજસુધારાના સંબંધમાં અનેક વાર જાહેર ભાષણો આપું છું, એટલે મને પિછાણતાં હશો. 'લોકહિત'ના અંગ્રેજી લેખો હું લખું છું. આપના વનિતાવિશ્રામની સાથે જો હું જોડાઉં તો મારી દુ:ખી અને અજ્ઞાન ભગિનીઓની સેવા કરવાની મને સુંદર

નક મળે, એવી ધારણાથી હું આપની પાસે આવ્યો છું.'

'પગાર શું લેશો ?'

'પગાર ? પગાર લઇને કમાણી કરવાનો મારો ઈરાદો નથી. દેશસેવા મારૂં લક્ષ્યબિન્દુ છે. માત્ર મારા પોતાના ખર્ચ માટે માસિક વીસ રૂપિયા આપશો તો બસ છે.'

'પરન્તુ તમે પરણેલા હશો, આ વખતમાં સ્ત્રી-પુરૂષ બન્ને માટે ૨૦ રૂપિયા પૂરતા નથી.' શેઠાણીએ કહ્યું.

'સ્ત્રી પોતાનું પોષણ ગમે તે રીતે કરી લેશે. આપણી સેવાવૃત્તિની ગતિ આખા જગતમાં વિસ્તરવી જોઇએ; સ્ત્રી કે બાળકમાં જ બંધાઇ કુંઠિત થવી જોઇતી નથી.'

વનિતાવિશ્રામની એક શિક્ષિકા પાસે બેઠેલી હતી તે બોલી: 'પણ શેઠાણી ! તેમની સ્ત્રી પેલી મધુરી હવે મરવા પડેલી છે એટલે તેના પોષણના ખર્ચના મનહરલાલને કશો ઉચાટ નથી !'

'શું તે મરવા પડી છે ?'

'જી હા, તે સખત માંદી છે.'

'તેને શું રોગ છે ?'

'ક્ષય લાગુ પડયો છે. આહારવિહારની અનિયમિતતા તેનુ નામ જ રોગ.' મનહરલાલ બોલ્યો.

'કોની દવા કરો છો ?'

'મને ખબર નથી.'

'વધુમાં વધુ તાવ કેટલો રહે છે ?'

'મેં કોઈ વાર માપ્યો નથી, એ કામ દાક્તરનું છે.'

'શરીરનું વજન કેટલું છે ?'

'એવી ઝીણી ઝીણી વાતો પૂછીને યાદ રાખવાનો મને

અવકાશ નથી.'

મ્હોં ઠાવકું રાખીને શેઠાણી બોલ્યાં: 'મિ૦ મનહરલાલ! તમે મારા વનિતાવિશ્રામની નોકરી મફત કરવા માગતા હો તો પણ મને તમારી જરૂર નથી. તમારૂં મમતાહીન હૃદય તમારી પોતાની સ્ત્રી પ્રત્યે જ આટલું નિષ્ઠુર છે, તો તમે મારા વનિતા-વિશ્રામની ગરીબડી બાળાઓ, દુઃખી વિધવાઓ અને સંસાર-સંતાપથી દગ્ધ થતી તરૂણીઓ પ્રત્યે મમત્વ રાખીને તેમનું શું ભલું કરી શકશો?'

આ જવાબ સાંભળીને હવે મનહરલાલની આંખો ઊઘડી. શેઠાણી આગળ બોલ્યાં: 'સાંભળો મિસ્તર! જેમ જેમ ઊંચે ચડીએ તેમ તેમ ક્ષિતિજ વિશાળ અને દૃષ્ટિ દૂર પહોંચે; પરંતુ ઊંચે ચડ્યા પહેલાં નીચે ભૂમિ પર ઊભા રહીને પોતાની નિકટની વસ્તુઓ ઉપર દૃષ્ટિપાત કરતાં શીખવું જોઈએ. નજીકની વસ્તુઓને નહિ જોઈ શકનાર દૂરની વસ્તુઓને જોઈ શકતો જ નથી. તે ભલે તેમ માને, પરન્તુ તેનું તે મિથ્યાભિમાન છે. તમે ભલે ભણ્યા હો પણ ગણ્યા નથી અને તમારા લેખો, ભાષણો કે દેશહિતની વાતોમાં દેશનું હિત નહિ પણ અહિત સમાએલું છે. મારા આશ્રમની સ્ત્રીઓનું હિત કરતાં પહેલાં તમારી સ્ત્રીનું હિત કરો અને પછી મારી પાસે આવો, એટલે હું તમને ૨૦ રૂપિયાની નહિ પણ બસો રૂપિયાની નોકરી આપીશ.'

આ વચનબાણ મનહરલાલના કાળજામાં ચોંટી ગયાં. તેનું હૃદય ચમકી ઊઠયું. એક ટકોરની સાથે ભ્રમનો તંતુ તૂટી ગયો અને શેઠાણીને કશો પણ ઉત્તર આપ્યા વિના તે તુરત ઊઠયો અને ઘેર ગયો. પાધરો જ તે મધુરીના ઓરડા ભણી ગયો, તો ઓરડામાં બૈરાં ભરાઈને બેઠેલાં, દાક્તર નાડી તપાસી રહેલો અને

મધુરીનો પિતા બહાર બેઠો બેઠો રડી રહેલો. મધુરી બેભાન બનતી જતી હતી અને ઊંચા ઉચ્છ્વાસ ભરતી હતી. 'બરાબર સંભાળ રાખજો અને ઉચ્છ્વાસ જોરથી ચાલે છે તો થોડે થોડે વખતે મોંએ પાણી મૂકયા કરજો' એમ કહીને દાક્તર ચાલ્યો ગયો.

મનહર ઓરડાની બહાર ઊભો રહ્યો અને મધુરીની તબિયતના ખબર સાંભળવાને આતુર બન્યો. ઓરડામાં બૈરાં ભરાયાં હોવાથી તે અંદર જઈ શકયો નહિ. બારણાને અઢેલીને કમળા ઊભી હતી તેને તેણે ધીમેથી પૂછ્યું: 'અત્યારે કેમ છે?'

'સારૂં નથી.'

મનહરની આંખમાં આંસુ આવ્યાં. તેણે કહ્યું: 'તેને જરા બોલાવો અને કહો કે તારો પતિ તારા ખબર પૂછે છે.'

કમળા મધુરીની પાસે ગઈ, અને તેના મસ્તક પર હાથ રાખીને બોલી: 'મધુરીબહેન! તારો વર પૂછે છે કે તને કેમ છે?'

મધુરીએ પોપચું ઉઘાડીને જવાબ આપ્યો: 'મારૂં અહોભાગ્ય! પણ કમળા! તારી ગૂંથેલી વેણી અફળ ગઈ છે, માટે આવતે ભવે વેણી ગૂંથી દેવા જરૂર તું આવજે, હો!'

કમળાની આંખોમાં આંસુ આવ્યાં અને મધુરીને મરણનાં ડચકાં આવ્યાં.

●

હું મુંબઈના સેંટ્રલ સ્ટેશને ઊતર્યો, ત્યારે મે આશા જ નહોતી રાખી કે સુમંત મને લેવા માટે સ્ટેશને સામો આવ્યો હશે. હા, તે મારો મિત્ર હતો; અમે સાથે કોલેજમાં ભણતા એટલું જ એ મિત્રતાનું કારણ નહોતું; અમે એક બીજાના દિલોજાન દોસ્ત હતા. બીજાને ભાગ્યે જ કહી શકાય એવી દિલની વાતો અમે એક બીજાને કહેતા, આનંદમાં અને શોકમાં પરસ્પર સહાનુભૂતિપૂર્વક ભાગ લેતા અને જરૂર પડ્યે એકબીજાને મદદ પણ કરતા. હું તેની જાનમાં ન જઉં તો તે પરણવા જ ન જાય એટલે સુધી અમે મૈત્રી કેળવી હતી અને તેથી માતાની માંદગીનું બિછાનું છોડીને–તેમની સેવાને ચાર દિવસ અળગી કરીને–હું તેની જાનમાં ગયો હતો. પરન્તુ નવાઈની વાત એ હતી કે, તે પરણ્યો તેને ત્રણ માસ થઈ ગયા છતાં તેણે મને એકકે પત્ર પણ લખ્યો નહોતો. મારી માતાનું મરણ થયું તેના સમાચાર મેં તેને લખેલા, પણ દિલાસાનો વળતો પત્ર લખવાની પણ તેણે દરકાર કરી નહોતી.

તેની મૈત્રી ઠંડી પડી ગઇ તેનું કારણ હું સમજી શકતો હતો. નવપરિણીત દંપતીને પ્રેમારાધનમાં ફુરસદ મેળવીને મિત્ર કે સખીને પત્ર લખવાનું યાદ ન રહે એમાં કાંઈ નવાઇ નથી.

અને વળી સુમંતને તો એવી જીવનસખી મળી ગઇ હતી કે મારા જેવો ગરીબ મિત્ર તેને યાદ જ ન આવે. કુમુદ ઇન્ટરમાં હતી ત્યારે સુમંત સીનિયર બી. એ.ના વર્ગમાં અભ્યાસ કરતો હતો. પહેલાં તો તે બેઉ વચ્ચે ઓળખાણુ–પરિચય જેવું કશું નહોતું, પરન્તુ છેલ્લા બે માસમાં જ બેઉ પરસ્પર ઓળખીતાં થએલાં અને પ્રેમાંકુર ફૂટેલા. જ્યારે સુમંત પરીક્ષા પસાર કરી ગયો અને કુમુદ ઇન્ટરની પરીક્ષામાં પાસ થઈ, ત્યારે સુમંતે મને વાત કહી કે, હવે કુમુદ આગળ અભ્યાસ કરવાનું છોડીને પોતાને પરણુવા તત્પર છે. કુમુદ અભ્યાસ છોડી દે એ મારે મન નવાઈની વાત હતી, પરન્તુ સુમંતને મન નહોતી. કેળવાયેલો, સંસ્કારી અને ઉદાર વિચારનો પતિ મેળવવા માટે જ કોઈ–કોઈ યુવાન બાળાઓ કોલેજમાં અભ્યાસ કરવા જાય છે અને ધાર્યો પતિ પ્રાપ્ત થતાં અભ્યાસની પરવા કર્યા વિના પરણી જાય છે, એ કોણ નથી જાણતું? સુમંત એ જાણતો હશે તેથી તેને નવાઇ નહિ લાગી હોય. કદાચ એમ પણ હોય કે હવે વધુ ભણવાની કશી જરૂર નથી, એવી સુમંતની સૂચનાને કુમુદે માન્ય રાખી લીધી હોય. ગમે તેમ, પણ કુમુદ જેવી સુંદર, સંસ્કારી અને સારી પેઠે ભણેલી પત્નીને પ્રાપ્ત કરવા માટે હું સુમંતને જેમ ભાગ્યશાળી માનતો હતો, તેમ સુમંત પોતાને પણ માનતો હોય અને તેથી નવા પ્રેમના ઉદયકાળે તે પત્નીની પ્રેમ–હૂંફાળી સોબતમાં મારા જેવા એક સોબતીને ભૂલતો જતો હોય.

ત્રણેક દિવસ માટે જ મારે મુંબઇમાં રોકાવું હતું અને મેં જો ધાર્યું હોત, તો હું ઓફીસને ખર્ચે સારી લૉજમાં ઊતરી શક્યો હોત, પરન્તુ મારે સુમંતની મૈત્રીને કસી જોવી હતી, એટલે અગાઉથી એક પત્ર લખીને મેં તેને જણાવ્યું હતું કે, હું તારે ત્યાં જ ઊતરવાનો છું. તેનો વળતો પત્ર મને મળે એટલો સમય જ

નહોતો; પરંતુ જ્યારે મેં સ્ટેશન પર ઊતરતાં જ સુમંતને સામો આવેલો જોયો ત્યારે, મને ખૂબ આનંદ થયો. મૈત્રી ઠંડી પડી જવાની ભીતિને કારણે સુમંતનું દર્શન મને આનંદ અને સંતોષ ઊપજાવનારૂં કેમ ન બને? પરન્તુ પહેલાં તો મારે તેને સારી પેઠે સંભળાવવું'તું, એટલે મેં તેને જોતાં જ પ્રશ્ન કર્યોઃ "અહોહોહો! સુમંતભાઈ! તમે સ્ટેશન પર પધાર્યા છો?"

સુમંત હસીને બોલ્યોઃ "કેમ ન આવું? તું મારે ત્યાં આવે, અને હું તને લેવા પણ ન આવું?"

"શી ખબર ભાઇ? કુમુદભાભીની સેવામાંથી ફુરસદ મળે તો જ આવી શકાય ને?"

"હવે મશ્કરી છોડ, અને કહે, આટલો જ તારો સામાન છે ને?"

"સામાન તો એટલો જ છે. મારે ક્યાં તારે ત્યાં પાંચ-પંદર દિવસ રહેવું છે કે વધુ સામાન લાવું? કદાચ બે ત્રણ દિવસને માટે પણ હું નવદંપતીને તો બોજા રૂપ જ થઇ પડું!"

"હવે સ્ટેશન ઉપર તારી લવરી છોડી દે. ઘેર પહોંચ્યા પછી કહેવું હોય તે કહેજે, પણ મારી વાત સાંભળ્યા પછી જ."

"તારી વાત વળી શી છે? હોય તો તું પત્રમાં પણ લખોને! પણ કુમુદે તારી પેન જ સંતાડી દીધી હશે, એટલે તું બિચારો પત્ર પણ ક્યાંથી લખી શકે?"

સુમંત કશું બોલ્યો નહિ અને મજૂર પાસે સામાન ઊપડાવીને અમે સ્ટેશન બહાર નીકળ્યા. સુમંતે ગાડી મંગાવી અને અમે અંદર બેસી સ્ટેશન છોડી ચાલ્યા.

મશ્કરીનું મોજું ચાલી ગયું એટલે હું ગંભીર બન્યો. ગાડી

થોડું ચાલ્યા પછી મેં પૂછ્યું: "કેમ સુમંત! કહે, તારી શી વાત છે?"

"તું તો મને સુખી અને ભાગ્યશાળી માને છે, ખરું ને? હા, લગ્ન પછી એક માસ સુધી હું તું ધારે છે તેવો જ સુખી અને ભાગ્યશાળી હતો, પણ ત્યારપછી મારું ભાગ્યચક્ર ઊલટું ફરવા લાગ્યું છે!"

"હેં!" હું ચોંકી ઊઠયો. મારી દિલસોજી પૂછી રહી: "શું છે? એવું શું બન્યું છે? નોકરી તો ચાલે છે ને? કુમુદ મજામાં છે ને?"

"નોકરી બાબત કશી ચિંતા નથી, પણ કુમુદના સંબંધમાં હું ભયભીત બનવા લાગ્યો છું. છેલ્લા બે માસથી તેનું મન અસ્વસ્થ બની ગયું છે અને તેની અસ્વસ્થતાનું કારણ હું જાણતો નથી. ફરી ફરી પૂછ્યા છતાં તે કશું કહેતી નથી. પોતે અસ્વસ્થ નથી રહેતી એમ જ કહે છે, એટલે તે ખરું કારણ ઉડાવે છે એ નક્કી."

"તે અસ્વસ્થ બને તેવું કશું વર્તન તારાથી જાણ્યે-અજાણ્યે થઈ ગયું છે?"

"ના. હું તો તેને વિનાકારણે દુઃખી અને ચિંતાતુર રહેતી જોઇને મૂંઝાઇ રહ્યો છું. તેના દિલમાં કાંઈ ગુપ્ત દુઃખ છે, એ દુઃખનું આવિષ્કરણ તે થવા દેતી નથી; છતાં તેનાથી અજાણતાં થઇ જાય છે અને હું તે જોઈ શકું છું. ચાલીમાં જોરથી કોઇનો પગરવ થાય છે અને તે ચોંકી જાય છે. ટપાલી મારું નામ બોલે છે અને તે ભયભીત થઈ જાય છે. હું જમીને બહાર જઉં છું ત્યારથી ઓરડીનું દ્વાર વાસીને બેસે છે તે હું પાછો ફરું ત્યાંસુધી ઉઘાડતી નથી. કોઈ બોલાવે તો પણ બંધ

બારણા પાછળથી જ જવાબ આપે છે!"

"બે માસથી જ આમ થાય છે? તે પહેલાં?"

"તે પહેલાં આમાંનું કશું નહોતું. તું જાણે છે કે એ કેવી રમૂજી સ્વભાવની છે. લગ્ન પછીનો એક માસ અમે ઇંદ્રિસમાન સુખ અને આનંદમાં ગાળ્યો હતો, અને તે પણ એવી ખુશમિજાજ રહેતી કે ન પૂછો વાત. કોલેજમાં તે બિડાયલી કળી જેવી હતી, પણ અહીં આવ્યા પછી તો તે પ્રફુલ્લ કુમુદ જ બની ગઈ હતી. તેના ઓષ્ઠ પર રમતું સ્મિત મને આનંદની લહરમાં તરાવતું. પણ એ જ ખીલેલા પુષ્પ ઉપર કોણ જાણે કઈ યે કારમી વીજળી પડી છે અને તેની પાંખડીઓ કરમાઈ રહી છે. તેને હું જોઉં છું અને દિલમાં દુઃખનો ચીરાડો પડે છે. અમારો નવોદિત પ્રેમ કરમાયો નથી, પણ તેની ઉપર કાળો મેઘ છવાયો છે, અને એ કાળો મેઘ મારી દૃષ્ટે પડતો નથી એટલે હું તેને વિદારી શકું કેવી રીતે? ખરેખર, તે ઝૂરે છે, પણ તે માનતી નથી, પછી કારણ દર્શાવવાનું તો રહ્યું જ ક્યાં? આમ હું તો મારી ચિંતામાં પડી ગયો છું, ભાઈ! તું આવ્યો તે એક રીતે ઠીક થયું છે. દિલની વ્યથા દિલસોજીથી સાંભળનાર મળવાથી પણ દિલ હળવું થાય છે."

"તેના પિયરમાં કશું દુઃખનું કારણ ઉપસ્થિત થયું છે?"

"ના. ત્યાંથી તેની માતાના પત્રો આવે છે. તેના જવાબો તે એવા સરસ લખે છે કે કોઈને તેના મનના દુઃખની જરા યે ગંધ પણ ન આવે. હું પૂછું છું ત્યારે પણ તે એમ જ કહે છે 'મને કશું નથી, હું આનંદમાં છું, તમે નકામી ચિંતા કરીને જીવ બાળો છો!' ઊલટું મને ઉપરથી કહે છે: 'ચાલો હું તમારી સાથે ફરવા આવું, તો તમારી ચિંતા ટળશે ને?' અને પછી જ્યારે

અમે જઈએ છીએ, ત્યારે પણ તેની દૃષ્ટિ ચોકલી ને ચોકલી જ હું જોઉં છું. બાગમાં વાંદરા ને પક્ષીઓનાં ઉડ્ડયન જોઈને તે પહેલાં ખૂબ આનંદતી, હવે તે ત્યાં જતાં ચોમેર જોતી–જોતી ચાલે છે, જાણે કોઈ રાક્ષસ તેની તરફ આવી રહ્યો હોય અને તે બ્હીતી હોય !'

"આખો દિવસ ઘરમાં પુરાઈ રહીને શું કરે છે ?"

"તે તો કહે છે કે, હું પુસ્તકો વાંચું છું; પણ એ વાત ખોટી છે. તે કશું જ વાંચતી નથી. તે ફીડલ કેવું સરસ બજાવે છે તે તું જાણે છે. પહેલાં ભાગ્યે જ કોઈ એવી રાત ગઈ હશે કે તેણે છેવટ અર્ધો કલાક પણ ફીડલ ન બજાવ્યું હોય. હવે ફીડલ ખૂંટી પર ધૂળ ખાઈ રહ્યું છે અને કહે છે, મારે હજી ઘણું ય કામ છે...અને પછી કશું કામ કર્યા વિના તે કાં તો બેસી રહે છે અને કાં તો સૂઈ જાય છે. તેની એ વિચિત્રતા હું મનમાં જ સમજીને રહું છું. તેને ઠપકાનો એક શબ્દ પણ કોઈ વાર કહ્યો નથી."

સુમંતની વાત સાંભળીને મારા મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. કેટલીક વાર એમ બને છે કે, પતિ કે પત્ની પોતપોતાની ભૂલ જોઈ શકતાં નથી અને પરસ્પર શંકા કે અવિશ્વાસ જન્મે છે; તે એકબીજાને ખુલ્લા દિલથી કશું કહી શકતાં નથી, અને બેઉની અસ્વસ્થતા લંબાયે જ જાય છે. એવું જ કાંઈ આ નવદંપતીના સંસારમાં પણ કેમ ન બન્યું હોય? પણ એ પ્રશ્ન મેં સુમંત સમક્ષ રજુ ન કર્યો.

એટલામાં સુમંતનું નિવાસસ્થાન આવ્યું અને અમે ગાડીમાંથી ઊતર્યા. મેં પૂછ્યું: "અત્યારે પણ કુમુદ બારણું બંધ કરીને જ બેઠી હશે ને ?"

સુમંતે કહ્યું: "હા. તું અત્યારે આવવાનો છું એ વાત મેં તેને કહી નથી."

અમે ઉપર ગયા અને જોયું તો ખરેખર બારણું બંધ જ હતું. સુમંતે બારણું ખખડાવ્યું તો અંદરથી કુમુદે પ્રશ્ન કર્યો: "કોણ છે?"

"એ તો હું છું, ઉઘાડ!"

કુમુદે બારણું તો ઉઘાડયું; પરન્તુ સુમંતની સાથે બીજું કોઈ છે, એવો તેને ભાસ થતાં જ તે એકદમ અંદરના ખંડમાં દોડી ગઈ અને એક ખૂણામાં ભરાઈ ગઈ. સુમંતે મારા ભણી અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો, જાણે તે કહેતો હોય, 'જોયું ને?'

ચટાઈ પાથરીને અમે બેઠા કે તુરત સુમંતે કહ્યું: "જો, આ મહેમાન આવ્યા છે; જરા ચાહ-પાણીનું તો કાંઈક કર!"

પણ ન તો કુમુદ કશું બોલી કે ન તો તેની કશી હીલચાલ દૃષ્ટિએ પડી. હું આશ્ચર્ય પામી ગયો. થોડી મિનિટો ગઈ અને કુમુદે મ્હોં પણ ન બતાવ્યું, એટલે હું બોલ્યો: "કુમુદભાભી! તમે લાજ કાઢતાં કયારથી શીખ્યાં?"

અને તુરત કુમુદ હસતી હસતી બહાર આવી અને બોલી: "તમે છો? અત્યારે જ આવ્યા? મેં તો જાણ્યું કે બીજું કોઈ છે!"

"પણ બીજું કોઈ હોય તો ય આમ છુપાઈ જવાનું શું કારણ?"

કુમુદે એકસરખાં હસતાં લોચને જવાબ આપ્યો: "હમણાં હમણાં હું બહુ શરમાળ બની ગઈ છું!"

આ જવાબ હું કદાચ સાચો માનત, પરન્તુ સુમંતે મને જે

વસ્તુસ્થિતિ જણાવી હતી તે ઉપરથી હું એ જવાબને સાચો માની શક્યો નહિ.

કુમુદે ચાહ બનાવી અને અમે તે પીધી.

*

બે દિવસ વીતી ગયા. કુમુદની દૃષ્ટિમાં વારંવાર હું ભયચકિતતા જોતો. એ ભયનું કારણ સુમંત પણ કળી શક્યો નહોતો, તો હું તો ક્યાંથી કળી શકું? બીજા દિવસની સાંજે મેં સુમંતને કહ્યું: "મારાથી તો તેના ભયનું કારણ સમજાતું નથી."

"ધીરે ધીરે સમજાશે. હું ન હોઉં ત્યારે તું તેની સાથે જરા વાતો કરીશ, એટલે હું જાણી શક્યો નથી તે કદાચ તું જાણી શકીશ."

"હું હવે વધુ વખત રોકાઈ શકું તેમ નથી. મારું કામ પતી ગયું છે. કાલે તો મારે જવું જ જોઈએ."

સુમંત રડવા જેવો થઈ ગયો. તે બોલ્યો: "તું બે દિવસ રહ્યો, એટલો વખત પણ મારો આનંદમાં ગયો છે અને કુમુદ પણ પહેલાં કરતાં કાંઇક ઠીક ઉત્સાહમાં દેખાઈ છે. મારી ખાતર તું અઠવાડિયું રોકાઇશ, તો તારો હું આભાર માનીશ."

"પણ હું જોઈ શક્યો છું કે તેનો ઉત્સાહ યત્નપૂર્વકનો છે—નૈસર્ગિક નથી. તે માત્ર બહારથી જ ઉત્સાહ કે ઉલ્લાસ દાખવે છે, વસ્તુતઃ તેના દિલ પર ભય કે ચિંતા સવાર થઈ રહેલાં છે. મારી હાજરીથી તે દૂર થઈ શકે તેમ હું નથી માનતો."

"પણ તેટલો વખત મારું દિલ તો હળવું રહેશે. હું બહુ જ મૂંઝાઈ રહ્યો છું અને તું પાસે હોઇશ તો એ મૂંઝવણનો ભાર મને ઓછો લાગશે."

"ઠીક, ભાઈ!" કહી મેં ઓફીસ ઉપર તાર કર્યો અને મુંબઈમાં મારા અંગત કારણસર ચાર દિવસ વધુ રોકાવાની રજા માગી. સુમંતનું ઓશિયાળું બનેલું મ્હોં આનંદથી ચમકી ઊઠ્યું.

મારૂં કામ પતી ગયું હતું એટલે હું હવે તદ્દન નવરો હતો. સુમંતની ઓફીસમાં 'ઑડિટિંગ' ચાલતું હતું તેથી તે ખૂબ કામમાં હતો. તે સ્હવારે ચાહ–નાસ્તો કરીને ઓફીસે ગયો અને કહેતો ગયો કે, હું કદાચ રાત્રે મોડો આવીશ.

હું બહારના ખંડમાં છાપું વાંચતો બેઠો હતો અને કુમુદ અંદરના ખંડમાં રસોઈ કરતી હતી. એટલામાં ટપાલી આવ્યો. મને બેઠેલો જોઈને તેણે રોજની પેઠે 'સુમંતભાઈ! કાગળ લેજો' એવી બૂમ ન મારી, પણ મારા હાથમાં પત્રો મૂક્યા. મેં પત્રો ટેબલ પર મૂકતાં પહેલાં સહેજ તે પરનાં સરનામાં જોયાં. તેમાંનો એક પત્ર કુમુદના સરનામાનો હતો. મેં એ પત્ર તુરત ગજવામાં મૂકી દીધો અને બાકીની ટપાલ મેજ પર મૂકી.

પાંચેક મિનિટ વીતી ગઈ અને ઘડિયાળમાં નવના ટકોરા થયા કે તુરત કુમુદ ટુવાલથી હાથ લૂછતી લૂછતી બહાર આવી અને તેણે મને પૂછ્યું: "ટપાલી આવી ગયો ?"

"હા, ટપાલ મેજ પર પડી છે."

"મારો એકકે કાગળ હતો ?"

"શી ખબર ? હોય તો જોઈ લ્યો." મેં છાપા આડે દૃષ્ટિ રાખીને જ જવાબ આપ્યો. ખોટો જવાબ આપતાં થતો સંકોચ છાપાના પડદા પાછળ મેં છુપાવી રાખ્યો.

પણ મારા દિલમાં પત્રની ચોરી કરવાનો કંટક તો ખૂંચતો જ હતો, એટલે છાપાના પડદા આડેથી પણ આડકતરી દૃષ્ટિ કરીને

હું કુમુદને જોયા વિના રહી શક્યો નહિ.

તે તુરત ટેબલ ભણી ગઈ. ઉતાવળે ઉતાવળે તેણે બધા પત્રો હાથમાં લીધા અને પોતે શું કરે છે તે હું જોઉં છું કે નહિ તે જાણી લેવાને પાછું વાળી મારી ભણી દૃષ્ટિ કરી. એ દૃષ્ટિમાં મેં અધીરાઇ અને ભય જોયાં. પત્રોનાં સરનામાં ઉપર જલ્દી જલ્દી દૃષ્ટિપાત કરીને તેણે ટેબલની નીચે જોયું કે રખેને પોતાનો પત્ર નીચે પડી ગયો હોય. પછી તે તુરત પાછી અંદર ચાલી ગઈ અને નિઃશ્વાસ મૂક્યો. એ નિઃશ્વાસ નિરાશાનો હતો કે ચિંતામુક્તતાનો હતો એ જાણી શકાય તેમ નહોતું. તેના વદન ઉપર ખેદ હતો કે આનંદ તે પણ એકદમ કળી શકાય તેમ નહોતું.

પત્રની ચોરી કરવાનો મારો હેતુ એ જ હતો કે એમાંથી કદાચ કુમુદની મનઃસ્થિતિનું કાંઈ કારણ હાથ લાગે. મારા કોઈ સ્વાર્થ માટે મેં એવી ચોરી કરી હોત તો મને પસ્તાવો પણ થાત, પરંતુ આ ચોરી માટે હું રોકાયો હતો, તે કામ હવે ઉકલી ગયું હતું, એટલે મને ચિંતા નહોતી. હવે તો સુમંત ઓફીસેથી ઘેર આવે અને હું તેને એક સૂચના કરું એટલું જ કામ મારે કરવાનું હતું.

પણ રાતના આઠ વાગતાં સુધી સુમંત ન આવ્યો! મેં એક પત્ર લખી નાખ્યો અને અંદર કુમુદ પર આવેલો પેલો પત્ર બીડ્યો. તે બધું એક પરબીડિયામાં નાખી પત્ર ટપાલમાં નાખ્યો. સુમંતને આપવા માટે એ પત્ર કુમુદના હાથમાં મૂકવાનું મને ઠીક ન લાગ્યું.

"કુમુદભાભી! સુમંત તો હજી ન આવ્યો અને મારે અત્યારે ગયા વિના છૂટકો નથી. છેલ્લી વાર મળી લેવા માટે પણ હું રોકાઈ શકું તેમ નથી, તો કહેજો કે તે મને માફ કરે."

"બસ, એટલી જ વાર ?" હું બૅગ–બિસ્તર લઇને બહાર નીકળ્યો ત્યારે કુમુદ બોલી. હું બે ડગલાં ચાલ્યો અને ધડાધડ તેણે દ્વાર બંધ કર્યાં.

*

હું મુંબઇથી નીકળી ગયો અને બીજે દિવસે સ્હવારે ઘેર પહોંચ્યો. તે જ દિવસે રાત્રે મને એકી સાથે બે તાર મળ્યા.

"કુમુદ ખૂબ જ આનંદમાં છે. તેનું માનસિક દર્દ મટી ગયું છે. તારો કેટલો આભાર માનું ?...સુમંત."

"હું તો માનતી હતી કે તમે ઓફીસની સરસ કારકુની કરી જાણતા હશો, પણ તમે ઉત્તમ કલ્પનાશીલ નવલિકાકાર પણ છો, તે તો આજે જાણ્યું ! અભિનંદન આપું કે આભાર માનું ?...કુમુદ."

પણ આ બન્યું કેવી રીતે તે તો બીજા દિવસે આવેલા સુમંતના પત્ર પરથી જાણ્યું.

*

તે દિવસે સુમંતની ઑફીસનું ઑડિટીંગ મોડી રાત્રે પૂરું થયું હતું તેથી તે ઘેર મોડો આવ્યો હતો, પણ બીજે દિવસે ઓફીસમાં રજા રાખી હતી તેથી તે આખો દિવસ ઘેર જ રહ્યો હતો. મારો ટપાલમાં નાખેલો પત્ર તેને સ્હવારે જ મળ્યો હતો.

ભોજન બાદ કુમુદ જ્યારે નવરી પડી ત્યારે સુમંતે કહ્યું: "આજે તો હું ઓફીસે જવાનો નથી અને ફરવાય જવાનો નથી. તું ફીડલ બજાવે તો કેવું સારું ?"

"પ્રેક્ટીસ રહી નથી, તેથી બજાવવાનું ભૂલી ગઇ છું."

"જેવું આવડે તેવું, પણ આજે તો મારે સાંભળવું જ છે."

કુમુદનો છૂટકો ન રહ્યો. તેણે તાર જરા સમા કરીને ગજ ફેરવ્યો. જરા સ્વર નીકળ્યો અને તુરત સુમંતે તેનું કાંડું પકડી કહ્યું: "બસ, હવે હું પ્રસન્ન થઈ ગયો. બે મહિને તેં ફીડલને હાથ લગાડયો એ જ બસ છે. કુમુદ! આજે હું તારી પાસે જરા દિલ ખોલવા ઇચ્છું છું."

"શું?"

"મારે એક અપરાધ બદલ તારી પાસે માફી માગવાની છે."

કુમુદ સુમંત તરફ આશ્ચર્યથી જોઈ રહી. સુમંત શું કહેવા ઇચ્છતો હતો તેની તેને સમજ પડતી નહોતી.

"જે વાત મારે તને લગ્ન પછી તુરત જ કહેવી જોઈતી હતી, તે આજે કહું છું. આજસુધી મેં તે તારાથી ગુપ્ત રાખી એ જ મારો અપરાધ."

"પણ એવું શું છે, વારૂ?"

"લગ્નપૂર્વે હું એક બીજી છોકરી પર પ્રેમ ધરાવતો હતો. તેનું નામ વિલસુ. અમે એકાદ વાર એકાંતમાં મળેલાં અને ચુંબન-દાન પણ..."

કુમુદે એકદમ સુમંતના મ્હોં આડે હાથ દઈ દીધો અને કહ્યું: "બસ, હવે વધુ કહેવાની જરૂર નથી. પહેલાં તમે ગમે તેમ કર્યું હોય, પણ આજે તમારો મારા પર સંપૂર્ણ પ્રેમ છે તે હું જોઉં છું એ જ પૂરતું છે. મારે તમારી એ આગલી વાત સાંભળવી જ નથી..."

અને કુમુદ સુમંત ભણી એકી દૃષ્ટે તાકી રહી, જાણે તેનાં નેત્રોનો પ્રેમપ્રવાહ પોતાનાં નેત્રો વડે પી રહી હોય.

દિલોજાનીની એ ક્ષણોમાં તેનાથી હવે દિલ છુપાવી શકાયું

નહિ અને તે બોલી: "મારે પણ તમને એક વાત કહેવાની છે અને તમારી ક્ષમા માગવાની છે."

"તારે વળી શાની ક્ષમા માગવાની?"

"મેં મારા જીવનનો થોડો આગલો ઇતિહાસ આજસુધી તમારાથી છૂપો રાખ્યો છે. તે તમે જાણો તો તમારો મારા પરનો પ્રેમ નાશ પામે એવો મને ભય લાગે છે..."

"કુમુદ! તારા દિલની સ્વચ્છતાને શું હું નથી પિછાણતો? મૂર્ખી!"

"હા, હું મૂર્ખી છું, પણ ભયભીત તો થઇ છું જ, અને હવે તમને બધું કહ્યા વિના મારું દિલ હળવું થાય તેમ નથી...મારી સાથે ઇન્ટરમાં પેલો રંજન ભણતો હતો તેને તમે ઓળખતા હતા ને?"

"હા..."

અને પછી કુમુદે પોતે લખેલા પ્રેમપત્રોની અને ત્યારપછીની બધી વાત કહી. છેવટે તે બોલી: "હવે કાં તો મને ક્ષમા કરો, અને કાં તો શિક્ષા કરો!"

સુમંતે તેને એકદમ હૃદયસરસી ચાંપીને ચુંબન લીધું. એ ચુંબનદાન જ ક્ષમાદાન હતું. કુમુદના વદન ઉપર અપૂર્વ પ્રસન્નતા પથરાયલી સુમંતે જોઈ.

સાંજે બગીચામાં ફરવા જવાનું હતું. કુમુદે કપડાંના કબાટની ચાવી લેવા સુમંતના કોટના ખિસ્સામાં હાથ નાખ્યો, તો ચાવીની સાથે એક મોટું પરબીડિયું પણ તેના હાથમાં આવ્યું. પરબીડિયું ફોડેલું હતું. અંદર કુમુદે બે પત્રો જોયા–એક મેં સુમંતને લખેલો પત્ર અને બીજો રંજનનો કુમુદ પર ટપાલમાં આવેલો પત્ર.

મેં સુમંતના પત્રમાં લખેલું કુમુદે વાંચ્યું: "એટલે સુમંત! હવે તારે કુમુદને ભયમુક્ત કરવાની જરૂર છે, પણ એ ભયની વાત તે સ્વમુખે નહિ કહી શકે. તેના જેવો જ અપરાધ તેં પણ કર્યો છે એમ તું કહીશ ત્યારે જ તેનું હૃદય ઉઘડશે. તારે તેને એમ કહેવું કે, એક છોકરી–દાખલા તરીકે વિલસુ નામની–ઉપર તારો પ્રેમ હતો. તમે એકાંતમાં પ્રેમગોષ્ઠિ કરતાં, પરણવાને ઉત્સુક હતાં, પણ એ પ્રેમની વાત તેં કુમુદથી છુપાવવાનો દોષ કર્યો...ઈત્યાદિ...તારા દોષની વાત તેના હૃદયમાં તોફાન મચાવી રહેલા દોષની વાત પ્રકટ કરવા તેને તત્પર બનાવશે..."

કુમુદે બેઉ પત્રો પાછા સુમંતના કોટના ખિસ્સામાં મૂકી દીધા, પણ તુરત તે સુમંત પાસે ગઈ અને બોલી: "વાહ! કેવા એ મિત્રો! એક નાટકકાર અને બીજા નવલિકાકાર!"

●

મારા પિતાજી મરણ પામ્યા એટલે હું નિરાધાર બની ગયો. નહોતો મારે બીજો ભાઇ કે નહોતી બ્હેન, અને માતા તો મને નાનો મૂકીને મરણ પામી હતી. પિતાએ હાથે રસોઇ કરીને તેમ જ ધંધો કરીને મને મોટો કર્યો હતો. હું ધંધે ચડું અને પિતાને સુખનો દિવસ જોવા વખત આવે, તે પહેલાં તો તે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. હું રડીને બેસી રહ્યો.

મારે એક કાકા હતા, પરન્તુ તે ન હોત તો વધારે સારૂં હતું એમ મને લાગતું. મારા પિતાજી મરણ પામ્યા તે દિવસે તે મારા ઘરને ઉંબરે ચડ્યા હતા, તે પહેલાં મેં તેમને કોઈ દિવસ મારે ઘેર આવેલા જોયા નહોતા. મારા પિતાજી મરણ પામ્યા પછી તો તે રોજ આવતા અને મને "મૂંઝાઇશ નહિ" એમ કહી ધીરજ આપતાઃ પરન્તુ એમના એ શબ્દો મને કેવળ લુખ્ખા જ જણાતા. મારા પિતાજી જ્યારે જીવતા ત્યારે કહેતા કે "તારા કાકા પાસે એક લાખ રૂપિયા છે, તેને તેની પાછળ કશો વિસ્તાર નથી, છતાં આપણને દુઃખી થતા જોઇને એક પાઈ પણ આપવા આગળ આવતો નથી. તેણે મને કોઈ દિવસ મારાં સુખ-દુઃખ પૂછ્યાં નથી અને તેના અંતરની વાત મને કહી નથી. મને તો તેનું

મ્હોં જોવું જ ગમતું નથી. શી ખબર, મરતી વખતે ધનનો ગાંસડો છાતી ઉપર બાંધી જવાનો તેનો ઇરાદો હશે !" વળી મરતી વખતે તે મને શિખામણ આપી ગયા હતા કેઃ "જો બેટા ! મેં તને પેટે પાટા બાંધીને ભણાવ્યો છે અને તે તારા સુખને માટે જ. તું હવે એકાદ વર્ષમાં બી. એ.ની પરીક્ષામાં પાસ થઇશ, એટલે કોઈ ધંધે લાગી જજે. જો ભાઈ! બાવડાંના બળ ઉપર વિશ્વાસ રાખજે–પરાયા ઉપર આધાર રાખીશ નહિ, તો સુખી થઇશ. કાકા મામા તો કહેવાના છે અને ગાંઠે હોય તે ખાવાના છે. વળી તારા કાકાથી ચેતતો રહેજે, તે બહુ મીઠાબોલો છે, પરન્તુ લોભિયો, સ્વાર્થી અને નિર્દય માણસ છે. તેનો વિશ્વાસ કરતો નહિ." આ બધી શિખામણ ઉપરથી હું મારા કાકાને સારી પેઠે ઓળખી ગયો હતો, એટલે તે મને જે કાંઈ પૂછતા તેનો હું જવાબ આપતો, પરન્તુ મન દઇને તેમની સાથે વાત કરતો નહિ.

મારા પિતાનું મરણ થયાને પંદરેક દિવસ થઈગયા, ક્રિયા-કર્મ થઈ રહ્યાં, એટલે ઘરને તાળું મારીને હું પાછો અભ્યાસ માટે અમદાવાદ આવ્યો.

મારૂં નામ શાન્તિલાલ, મારા પિતાનું નામ સુંદરલાલ અને મારા કાકાનું નામ પ્રેમચંદ હતું. પ્રેમચંદ વયમાં મારા પિતાથી મોટા હતા એટલે તેમને હું મોટા કાકા કહેતો. હું અમદાવાદ આવ્યો ત્યારે તેમને મળ્યો હતો, પરન્તુ તેમણે તો માત્ર 'મૂંઝાઇશ નહિ' એટલા વિવેકથી જ બધું પતાવી દીધું હતું ! અમારૂં મૂળ વતન કાઠિયાવાડમાં આવેલું લીંબડીગામ હતું અને ન્યાતે અમે દશા શ્રીમાળી વાણિયા હતા.

## (૨)

અમદાવાદમાં હું ગુજરાત કોલેજમાં અભ્યાસ કરતો. અત્યારે હું બી. એ.ના બીજા વર્ષમાં હતો એટલે ત્રણેક માસ પછી

આવનારી પરીક્ષામાં હું ઉત્તીર્ણ થઉં એવી મને આશા હતી. હું કોલેજની હોસ્ટેલમાં રહેતો નહિ, કારણકે હોસ્ટેલમાં રહેનારા લાટસાહેબ વિદ્યાર્થીઓ જે શોખથી રહેતા તે શોખ મારા પિતાની ગરીબ સ્થિતિને લીધે મને પોષાય તેમ નહોતું. હું પણ પિતાની સ્થિતિ સમજતો હતો. આ કારણથી મેં એક નાનો મેડો ભાડે રાખ્યો હતો. હું અને એક બીજો મારો ઓળખીતો વિદ્યાર્થી મનહર એમ બે જણ વીશીમાં જમતા, અમારા ભાડેના મેડામાં અભ્યાસ કરતા તથા સૂતા અને મારા પિતાજી મને મહિને ૧૦ રૂપિયા મોકલતા તે ઉપરાંત હું એકાદ ટયુશન–ખાનગી શિક્ષણ આપીને જે કાંઈ થોડું મેળવતો તેમાંથી મારૂં ચલાવી શકતો. જ્યારથી હું અમદાવાદમાં અભ્યાસ માટે આવ્યો હતો, ત્યારથી હું એ એક જ સ્થળે રહ્યો હતો ને એકજ ધાટીએ મારો અભ્યાસ ચલાવી રહ્યો હતો.

શેઠની પોળમાં હું ચાર વર્ષથી રહેતો હોવાથી પાડોશમાં હું બધાંનો સારી રીતે ઓળખીતો થઈ ગયો હતો. મારી પાડોશમાં એક દિવાળીબાઈ રહેતાં હતાં તે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં અધ્યાપિકા હતાં, અને તેમની દીકરી કુમુદ એ જ કોલેજમાં અભ્યાસ કરતી. કુમુદ હવે તો તેર વર્ષની થઈ હતી. જ્યારે હું નવોસવો અમદાવાદમાં આવ્યો ત્યારે તો કુમુદ નાની હતી અને ઘણીવાર મારા મેડામાં આવી પુસ્તકો વીંખી નાંખીને ચિત્રો જોતી, પરન્તુ હવે તે શરમાતી શરમાતી મારી સામે જોઈ શકતી હતી.

હું એકમાર્ગી સીધે રસ્તે જનારો માણસ હતો, એટલે હું દિવાળીબાઇને ઓળખતો, પડોશમાં બીજાં સ્ત્રીપુરૂષોને ઓળખતો, પરન્તુ એકાદ બે પુરૂષો સિવાય બીજા કોઈની સાથે મેં કદાપિ વાતચીત કરી નહોતી: અરે, એટલુંજ શાને? દયારામભાઈ વાણિયા

છે કે લુહાર, હરકોરબાઈ ન્યાતે બ્રાહ્મણ છે કે પાટીદાર અને દિવાળીબાઈ વાણિયણ છે કે નાગરાણી તેની પણ મને ખબર નહોતી !

પરન્તુ એક દિવસ તો અચાનક દિવાળીબાઈ મારા મેડામાં આવ્યાં. મનહર તે વખતે ક્યાંય બહાર ગયો હતો. આજે હું પહેલી જ વાર દિવાળીબાઈ સાથે બોલ્યો. મેં તેમને સત્કારતાં કહ્યું: "આવો દિવાળીબ્હેન !"

દિવાળીબાઇ બોલ્યાં: "હા ભાઇ! તમને મારૂં નામ આવડે છે ખરૂં કે?"

હું જરા હસીને બોલ્યો: "ચાર વર્ષથી પડોશમાં રહું છું ને કેમ ન આવડે?"

"ત્યારે મેં તો તમને પડોશમાં કોઇની સાથે વાતચીત કરતા પણ સાંભળ્યા નથી."

"કામકાજ વિના વાતચીત શાની? હું ભલો ને મારો અભ્યાસ ભલો."

"એ વાત ખરી છે. મેં હમણાં સાંભળ્યું કે તમારા પિતાજી ગુજરી ગયા."

"હા, ગુજરી ગયા." મેં જવાબ આપ્યો.

"ત્યારે તમારી મા?"

"દિવાળીબ્હેન! પિતાજી જતાં આ સંસારમાં હવે મારૂં કોઇ નથી. માતા તો મને નાનો મૂકીને સ્વર્ગમાં જઈ બેઠી છે. ભાઇ–બ્હેન, કાકા–મામા, કોઇ જ નથી. માત્ર હું એકલો છું અને પ્રભુ મારો બેલી છે." કાકાના હલકા સ્વભાવને કારણે કાકાની ગણતરી મારા આત્મજન તરીકે કરવાની મને ઇચ્છા જ થઈ નહિ.

"હા, ભાઈ! નિરાધારનો બેલી તો પ્રભુ જ છે ને! પરન્તુ

હવે તમારું લગ્ન થવાનું હશે–"

"ના રે ના! મારું વેવીશાળ જ ક્યાં થયું છે? દિવાળીબ્હેન! હું એક જ રીતે દુર્ભાગી નથી. જેમ મારે કોઇ વડીલ નથી, તેમ મારી પાસે કાંઈ સંપત્તિ નથી. મારું ઘર લીંબડીમાં છે, બસો–પાંચસોના દાગીના છે, બીજું કશું ન મળે. મારા જેવા ગરીબને કોણ કન્યા આપે?"

"પણ શું તમારા મોસાળ પક્ષમાં કોઇ નથી?"

"ના, કોઇ નથી."

"હશે, ભાઈ! તમે ભણ્યાગણ્યા છો એટલે સુખી થશો. વારૂ શાન્તિલાલ! કાલે મારે ત્યાં તમારે જમવાનું છે."

"ના, બ્હેન! એવો કોઈ પ્રસંગ નથી–"

"મારી કુમુદની કાલે વર્ષગાંઠ છે–બીજો કાંઈ પ્રસંગ નથી. જરૂર આવજો, હો! કાલે વીશીમાં જશો નહિ."

(૩)

બીજે દિવસે હું દિવાળીબાઇને ત્યાં જમવા ગયો. કુમુદની વર્ષગાંઠ હોવાથી તેણે નવા વસ્ત્રાલંકાર પહેર્યા હતા, અને તેથી તે બહુ સુંદર દેખાતી હતી. ઘરમાં જતાં જ કાંઈ વાતચીતનું બ્હાનું શોધતાં મેં કુમુદને પૂછ્યું: "કેમ, કુમુદ! શું ભણે છે?"

કુમુદે નીચું મ્હોં કરી સ્મિત કરતાં જવાબ આપ્યો: "સેકન્ડમાં છું."

"એમ કે? મેં સાંભળ્યું છે કે તમારી ગર્લ્સ હાઇસ્કુલ નીકળવાની છે."

"હા, મડમ સાહેબ કહેતાં હતાં કે આવતી ટર્મથી હાઇસ્કૂલ શરૂ થશે." લજ્જાવનત વદને જ તેણે જવાબ આપ્યો.

પછી હું જમવા બેઠો અને કુમુદ મને પીરસવા લાગી. તેના સુકોમલ કપોલ ઉપર જે શરમના શેરડા પડતા હતા તેથી તેની તરફ મારું ચિત્ત આકર્ષાયા વિના રહેતું નહિ.

જમ્યા પછી દિવાળીબાઇએ મારી સામે પાનસોપારી મૂકયાં અને કહ્યું: "જુઓ શાન્તિલાલ! જે ન્યાતના તમે છો તે ન્યાતના અમે છીએ; તમે દશાશ્રીમાળી વાણિયા, ખરું કે નહિ?"

"હા, પણ ખરું કહું? તમે વાણિયા છો કે બ્રાહ્મણ તે હું તો જાણતો નહોતો." મેં ખુલ્લા દિલથી હસીને કહ્યું.

"તમારી પેઠે અમે પણ કાઠિયાવાડનાં છીએ. રાજકોટમાં અમારાં ઘર-બાર છે. આઠેક વર્ષથી હું રાંડી અને મારા પોષણનો આધાર મારી જાત ઉપર હોવાથી બેએક વર્ષ અભ્યાસ કરી છેવટે આવી નોકરી મારે કરવી પડે છે. તમે ભલે એકલા છો, પણ સદ્‌ગુણી છો તેથી મારી કુમુદ તમને જ આપવાનો મારો વિચાર છે. તમને કાંઈ હરકત નથી ને? જો તમારે કોઇ વડીલ હોત, તો આ વાત હું તેમને કહેત, પરન્તુ તમે કહો છો કે તમારે કોઈ વડીલ નથી, એટલે પછી મેં તમને જ વાત કહી." દિવાળીબાઇએ પોતાના દિલની વાત કહી.

આ ઓચિંતી વાતથી હું ચમકયો, અને આનો શો જવાબ આપવો તે મને સૂઝયું નહિ. વેવીશાળનું કામ તો વૃદ્ધોને પૂછીને કરવું પડે, પરન્તુ કાકા ઉપરના અવિશ્વાસને કારણે તેમને પૂછવા જવાનું મને જરાયે ઠીક લાગ્યું નહિ. પુનઃ મને શંકા થઇ કે આ કુમુદ જેવું રત્ન આ બાઇ મને આપતાં કાંઈ લાંબો વિચાર કરતી જણાતી નથી. મેં કહ્યું: "દિવાળીબ્હેન! હું તદ્દન ગરીબ માણસ છું. કન્યાને શણગારવા જેટલું કે લગ્ન કરવા જેટલું દ્રવ્ય મારી પાસે નથી."

"તે હું જાણું છું અને પછી જ તમને આ વાત પૂછું છું. બાર મહિનાથી હું તમારા સંબંધી પૂછગાછ કરતી રહી છું અને તમારી વિદ્યા તથા સદ્દવર્તનની ખાતરી થયા પછી જ મેં આ દરખાસ્ત મૂકી છે. તમારી પાસે જે વિદ્યાનું ધન છે તેથી હું સંતુષ્ટ છું." દિવાળીબાઇએ કહ્યું. વિદુષી વિદ્યાની કદર કરે તેમાં મને કાંઇ નવાઇ લાગી નહિ.

"તો ભલે, હું વેવીશાળ કરીશ...પણ...પણ......એવા કામની જવાબદારીનો મને કશો ખ્યાલ નથી-રીતરીવાજ હું કાંઇ જાણતો નથી."

"તમે જરા પણ મૂંઝાશો નહિ. તમે મને તમારી માતા સમજજો અને તમને હું યોગ્ય જ સલાહ આપીશ."

"પણ હજી મારા પિતાજીનું મરણ થયાને મહિનો પણ થયો નથી, એટલે થોડા વખત પછી જ એ બધું બનશે."

"તેની કાંઈ ફીકર નથી—આ તો મેં તમને મારો ઇરાદો કહ્યો. કાંઈ હરકત ન હોય તો જમવાનું હવેથી મારે ત્યાં જ રાખો."

"નહિ, નહિ, હમણાંથી નહિ." મેં ઊઠતાં ઊઠતાં કહ્યું.

"કેમ વારૂ? એમાં સંકોચાઓ છો શાને? તમે તમારી ઓરડીમાં ભલે રહેજો, પણ બે વખત અહીં જમી જાઓ તો શો વાંધો છે?"

દિવાળીબાઈના અત્યાગ્રહથી છેવટે મારે તે આમંત્રણ સ્વીકારવું જ પડયું.

(૪)

હું રોજ બે વખત દિવાળીબાઈને ત્યાં જમવા જતો અને તે મારી સાથે થોડા દિવસના પરોણાની પેઠે નહિ પણ કુટુંબના

અંતરંગ માણસની પેઠે વર્તતાં. અઢવાડિયાના પરિચયથી તો મને એવું જ લાગ્યું કે પિતાના મૃત્યુથી હું જે આત્મજનવિહીન બની ગયો હતો, તે હવે સાચા આત્મજનવાળો બનવા પામ્યો હતો. કુમુદને જોઇને તો મારૂં દિલ રાચતું જ, પરન્તુ એ લજ્જાવિવશ સુંદરીના હૃદયને જાણવા હજી હું ભાગ્યશાળી થયો નહોતો.

એટલામાં એક રોજ મારા કાકાનો પત્ર આવ્યો, તેમાં લખ્યું હતું કે "તારા પિતાજીનો માસીસો (મૃત્યુ પછી એક મહિને કરવાની ક્રિયા) આવતા રવિવારે કરવો જોઇએ, માટે તારે તે દિવસે જરૂર આવવું. વળી મારે પણ કેટલીક વાત તને કહેવાની છે તો તું જરૂર આવજે." આ પત્ર વાંચીને હું ઊંડા વિચારમાં પડી ગયો. કાકાની હરામખોરી પણ મારા સમજવામાં આવી. માસીસો કરવામાં પાંચસાત રૂપિયાનું ખર્ચ થાય, તે તેમને કરવું ન પડે તેટલા માટે જ તેમણે મને બોલાવ્યો હશે તે હું સમજી ગયો. એક વાર તો મને એમ થયું કે કાકાને દસ રૂપિયાનો મનીઓર્ડર કરીને મારી વતી માસીસાની ક્રિયા કરવાનું લખું; પરંતુ બીજી વખત વિચાર થયો કે જ્યારે કાકાએ બીજી કેટલીક વાત કહેવાનું લખ્યું છે ત્યારે એક વાર જવું તો ખરૂં.

ત્રણ દિવસમાં પાછો ફરીશ એમ દિવાળીબાઇને કહીને હું લીંબડી આવ્યો. સ્હવારમાં પહોંચતાં જ ગોરને બોલાવીને પિતાજીના માસીસા નિમિત્તે જે કાંઈ સીધું-સામાન આપવાનાં હતાં તે આપી દીધાં. પછી હું કાકાને મળવા ગયો. આજે પહેલી જ વાર કાકાએ મને જમવાનો આગ્રહ કર્યો ! મેં કહ્યું કે "બ્રાહ્મણો રસોઈ કરે છે, તે તૈયાર થશે એટલે હું જમીશ."

પછી કાકા મને મેડા ઉપર તેડી ગયા. ચાકર પાસે હુક્કો ભરાવ્યો અને તે હુક્કો પીવા લાગ્યા. હુક્કો ખેંચીને ધુમાડાનો ગોટ

કાઢતા તે બોલ્યાઃ "જો શાન્તિ ! તારા પિતાજી તો ગયા : હવે આપણા આખા કુટુંબમાં હું અને તું માત્ર બે જ છીએ, ખરું કે નહિ ?"

મેં કહ્યું: "હા મોટા કાકા !" મને લાગ્યું કે ડોસાએ કાંઈ દાવ સાધવાની તૈયારી કરી લાગે છે.

"તારા બાપનો સ્વભાવ બહુ આકરો હતો. તેણે મારી સાથે સારો બનાવ રાખ્યો નહોતો. તારી કાકીનો સ્વભાવ પણ તેવો જ આકરો હતો એ ખરું છે; પરન્તુ તે બેઉના સ્વભાવને લીધે મારો અને તારા બાપનો સંબંધ પણ તૂટી ગયો. વર્ષો થયાં અમે એક-બીજા સાથે બોલતા નહોતા. એકાદ બે વાર મેં તારા બાપ સાથે માયાળુ બનીને વાતચીત કરવા યત્ન કરેલો, પરન્તુ તેણે મારું અપમાન કરેલું, તેથી મારું દિલ ખાટું થઈ ગયું અને તે મરતાં સુધી હું તેની સાથે બોલ્યો નહિ."

મેં મનમાં કહ્યું: "ડોસાની હરામખોરી તો જુઓ! પોતે તો ભલો માણસ, અને મારા પિતાજીનો જ બધો વાંક!"

તેમણે આગળ કહ્યું: "જો બેટા ! મારી પાછળ જો કોઈ ખાનાર હોય, તો તે તું જ છે. તારા પિતા સાથે મારે અણબનાવ હતો પણ તારી સાથે કાંઈ અણબનાવ નથી. તું તો નિર્દોષ બાળક કહેવાય. તું મારાથી અતડો રહે છે, તેનું કારણ હું સમજું છું. તારા મન ઉપર બેઉ ભાઈઓની વચ્ચેના અણબનાવના સંસ્કાર પડેલા છે, અને હું પણ એ જ કારણથી તારી સાથે દિલ ખોલીને બોલી શકતો નહોતો. પરન્તુ હવે હું દિવસે દિવસે વૃદ્ધ થતો જઉં છું, તેથી વેળાસર હું તને મારી સાથે હળતો મળતો કરીને મારી મીલકત સોંપું તો હું સુખેથી મરું અને તું પણ સુખી થાય, તેટલા માટે મેં તને બોલાવ્યો છે."

હું તો આ સાંભળીને ચમકી ગયો! શું ડોસો મને પોતાની બધી મિલકત આપી દેવા માંગે છે? એમ બને જ નહિ. મને લાલચ આપીને કાંઈ સ્વાર્થ સાધી લેવાનો જ તેનો ઇરાદો હોવો જોઈએ. હું તો દિગ્મૂઢ બનીને સાંભળી જ રહ્યો.

ડોસાએ આગળ ચલાવ્યું: "સમજું છું કે તને હજી મારી વાતની પ્રતીતિ આવતી નથી; પણ જો, મેં આ વીલ પણ કર્યું છે." એમ કહીને ડોસાએ મારા હાથમાં વીલનો કાગળ મૂકયો. તે ઉખાળીને મેં વાંચ્યો અને ખરેખર, ડોસાએ મને જ તેમની મિલકતનો વારસ નીમ્યો હતો.

પરન્તુ હું તો હવે અકળાઈ ગયો. આ તે સ્વપ્ન છે કે સત્ય છે તેની મને કાંઇ ખબર પડી નહિ. પ્રેમચંદ શેઠ, એક લોભી અને લુચ્ચો વાણીઓ, સગા ભાઇને દુ:ખી થતો જોઇને એક દમડી પણ નહિ છોડનારો, શું મને પોતાની મિલકત આપે? હું તે માનું જ કેમ? અને હા, જો તે ખરેખર તેમ કરે જ, તો તેની પાછળ તેનો કોઈ પરમ સ્વાર્થ હોવો જોઇએ.

ડોસાએ આગળ કહ્યું: "જો ભાઈ! હવે એક બીજી વાત કહું છું. તું હવે પરણવાલાયક થયો છે. તારે માટે એક કન્યા પણ મેં ધ્યાનમાં રાખી છે. મારા સાઢુને તો તું કયાંથી ઓળખે? તેની એક દિકરી છે. તે બહુ રૂપાળી અને ઉંમરલાયક છે—"

હાં, હવે વાત મુદ્દા ઉપર આવી! ડોસાનો સ્વાર્થ હવે મારા ધ્યાનમાં આવ્યો. ડોસાનો ઇરાદો પોતાના સાઢુની છોકરીને પોતાનો વારસો આપવાનો હશે, એટલે જો તેનું લાકડે-માંકડું મારી સાથે વળગાડી દેવામાં આવે તો મારા પર પણ તેમનો હાથ રહે અને કહેવાય કે ડોસાએ ભત્રીજાને વારસો આપ્યો છે! આ હેતુથી જ પ્રેમચંદ શેઠે પહેલાં મને વારસો આપવાની વાત

કહી અને પછી પોતાની સગી કોઈ ગામડિયણ છોકરી સાથે મારૂં વેવીશાળ કરવાની વાત કહી!! ડોસો કેવો ચતુર! તેણે તો એક કાંકરે બે પક્ષી મારવાનો યત્ન કર્યો, પણ હું ક્યાં તેનાથી જઉં તેવો હતો? મે તેને અધવચમાં જ કહી દીધું: "કાકા! મારે હમણાં પરણવું નથી."

"હમણાં ન પરણવું હોય તો ફિકર નથી. તું બી. એ.ની પરીક્ષા પાસ કરે, ત્યારપછી—"

"નહિ, નહિ, કાકા! મારા લગ્નની વાત જ કરશો નહિ."

"જો કન્યા સંબંધી તને વાંધો હોય-"

ડોસા કાંઈ જાણતા નહોતા અને હું જણાવવા માંગતો પણ નહોતો કે મારૂં વેવીશાળ તો થઇ ચૂકયું જ છે અને દિવાળીબાઈ જેવી માયાળુ સાસુ મળે એ તો પરમ ભાગ્ય કહેવાય. એને છોડીને હું કાકાના સાઢુની છોકરીને પરણવા જઉં?—શું ફક્ત કાકાના વારસાની ખાતર? મારા કાકાનું સાસરૂં લીંબડી પાસેના સીયાણી નામના નાના ગામડામાં હતું; તેમનો સાઢુ પણ કોઇ ગામડાનો જ હશે..તેવા ગામડિયાની કન્યાના રૂપના કે ગુણનાં વખાણ એ જૂના જમાનાના પ્રેમચંદ શેઠ કરે, પરન્તુ શું તે કુમુદની તુલનામાં સ્વપ્ને પણ આવે? કાકા એક લાખનો વારસો ન આપે તો ભલે, પણ કુમુદને તો હું છોડી શકું જ નહિ અને દિવાળીબાઈ જેવી મમતાળુ સ્ત્રીને આપેલું વચન જો હું ઉથાપું તો મારી કેળવણી ઉપર પાણી ફરી વળેલું લેખાય. મેં ડોસાને જવાબ આપ્યો: "જુઓ કાકા! આપ કહો છો ત્યાં મારે પરણવું નથી."

"પણ તેનું કાંઈ કારણ?"

"કારણ કાંઇ નહિ; માત્ર મારી મરજી."

"અલ્યા, ભણ્યો-ગણ્યો ને આવો અવિવેકી થયો? મોટાના

વચનનું માન રાખતાં પણ શીખ્યો નહિ? કોઈ છકેલની પેઠે 'મારી મરજી' કહીને જવાબ આપતાં શરમાતો નથી?" કાકાએ ક્રોધ દાખવવા માંડ્યો.

"એ આપ ગમે તે કહો: મારા વેવીશાળ માટે આપે કશી હીલચાલ કરવી નહિ."

"પણ તેનું કારણ તો કહે. તેં બીજે કયાંય વાતચીત કરી છે?"

"તે કશું હું તમને કહેવા ઇચ્છિતો નથી."

"એમ હોય તો બેઉની સરખામણી કર."

"એ માથાકૂટ મૂકો; મારે તે કશું કરવું નથી." મેં જરા ગુસ્સો કર્યો.

"બેશરમ છોકરા! તારા હિતની વાત કહું છું તેને તું માથાકૂટ કહે છે? પૂરી વાત કરતો નથી–મારી વાત સાંભળતો નથી, તારું હિત મારા હૃદયમાં કેટલું બધું છે તેનો વિચાર કરતો નથી—"

ડોસાની એ ચાપલુસીથી હું ઉશ્કેરાઈ ગયો. હું એકદમ બોલ્યો: "માફ કરો કાકા સાહેબ! આપના વારસાની ખાતર જ હું આપના સાઢુની છોકરીને પરણું એવી તમારી ઇચ્છા હોય, તો લ્યો આ તમારું વીલ!" એમ કહીને મેં વીલનો કાગળ હુકકાની ચલમમાં મૂકયો અને તેને ભડભડ બળી જતો જોઈને હું ઊઠી ચાલ્યો ગયો.

મારા વર્તનથી મને સંતોષ જ થયો–જરા પણ પસ્તાવો થયો નહિ. મારી મનમાની સુંદરીને ખાતર કાકાનો લાખ રૂપિયાનો વારસો જવા દેતાં મને જરા પણ ક્ષોભ થયો નહિ. જ્યારે કોઇ વાર એ વાત હું કુમુદને કહીશ, ત્યારે તેની ઉપરના મારા ઉત્કટ પ્રેમથી તેને કેટલો આનંદ થશે તેની માત્ર હું કલ્પના જ કરી શકયો. અહો! પૂર્વે મોટા મોટા રાજાઓએ પોતાની મનમાની સુંદરીઓને માટે મોટાં રાજ્ય તજ્યાં, ત્યારે હું

મારી કુમુદની ખાતર કાકાનો વારસો તજું એમાં શું વધારે છે? શું નિર્મળ પ્રેમ પાછળ અપાતો એ ભોગ વિશેષ છે? શું દિવાળીબાઈને આપેલા વચનને કાકાના વારસાની ખાતર પાછું ખેંચી લઇ હું બેવચની બનું? શું હું મારી કેળવણી અને મારી પ્રમાણિકતા કે જેના ઉપર બિચારી દિવાળીબાઈએ વિશ્વાસ રાખ્યો હતો તેના ઉપર પાણી ફેરવી એ કમઅક્કલના ડોસાની લાલચને અધીન થઉં? જો હું એવી લાલચમાં લપટાઇને બેવચની બનું અને સાચી મમતાનો પણ તિરસ્કાર કરૂં, તો ધિક્ છે મને અને ધિક્કાર છે મારા ભણતરને! આવો વિચાર કરીને હું તે જ રાત્રે અમદાવાદ ચાલી નીકળ્યો.

(૫)

અમદાવાદ પાછા ફરતાં રસ્તામાં હું કુમુદની સુંદરતા અને દિવાળીબાઇની મમતાનો જ વિચાર કરતો હતો. ઉંઘવાની જોગવાઈ રેલ્વેના ત્રીજા વર્ગમાં કયાંથી હોય? એક મુસાફરની પાસે 'સાંજવર્તમાન' હતું તે હું વાંચવા લાગ્યો.

વર્તમાનપત્રમાં મેં એક કિસ્સો વાંચ્યો. કાઠિયાવાડનો એક વાણિયો મુંબઇમાં રહેતો હતો; તેણે પોતાની દિકરી મુંબઇના એક ધનવાન કપોળ વાણિયાને પરણાવી હતી. કપોળની ન્યાતે એ છોકરી વાણિયાની હોવા માટે વાંધો ઉઠાવ્યો અને તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ છોકરી એ વાણિયાની નહોતી પરંતુ એક વાઘરીની નિરાધાર છોકરીને તેના કહેવાતા બાપે નાનપણથી ઉછેરીને મોટી કરી હતી! પરિણામે ન્યાતે કપોળ વાણિયાને ન્યાત બહાર મૂકયો અને તેથી વાણિયાએ પોતાની સ્ત્રીને હાંકી કાઢીને પ્રાયશ્ચિત્ત કર્યું.

આ કિસ્સો વાંચતાં મારૂં મન હચમચી ગયું. દિવાળીબાઇ ખરેખર રાજકોટની વાણિયણ હતી કે કેમ અને તેની કુમુદ તે

તેની જ પુત્રી હતી કે કેમ તે વિષે મેં તો કશી જ તપાસ કરી નહોતી, તેથી મારી મૂર્ખતાને માટે મને ખેદ થવા લાગ્યો. દિવાળીબાઇની હદ ઉપરાંતની મમતા ઉપર મને હવે વહેમ આવવા લાગ્યો. હું એકદમ ગમગીન બની ગયો.

મેં ઘેર આવીને મનહરને મારા મનની બધી વાત કહી. મનહર વહેવારકુશળ માણસ હતો. તેણે મને ધીરજ આપી અને તે જ દિવસે સાંજે તેણે મને કહ્યું: "ભાઈ! તમારો વહેમ કેવળ નાપાયાદાર નથી. મેં આપણી પડોશણ પેલી હરકોરબાઇને પૂછીને એટલી ખબર મેળવી છે કે દિવાળીબાઈ પાંચેક વર્ષથી આ પોળમાં રહે છે, પણ તેને ત્યાં કોઈ તેનું સગું-વહાલું આવેલું સાંભળ્યું નથી. કહે છે કે દિવાળીબાઇને એક ભાઈ છે, પણ તે પોતાના ભાઇને ઘેર ગઈ નથી કે ભાઈ તેને મળવા આવ્યો નથી. તેનો એક દિયર છે તે જેલમાં પડેલો છે. વળી કુમુદને મુંબઇમાં પરણાવવાની વાત એકાદ વર્ષ પહેલાં ચાલતી હતી, પરન્તુ કોણ જાણે શાથી એકાએક એ વાત અટકી ગઈ."

આ વાત સાંભળીને મારો સંશય દૃઢ થયો. કાકા પ્રત્યે દર્શાવેલા અવિનય માટે તેમજ આ અજ્ઞાતકુલશીલા દિવાળીબાઇની મીઠી વાણી તથા કુમુદની સુંદરતા ઉપર અવિચારીપણાથી લોભાઈ જવા માટે હવે મને પસ્તાવો થવા લાગ્યો.

બીજે દિવસે સ્હવારે દિવાળીબાઇ પાછાં મારી પાસે આવીને બોલ્યાં: "તમે ક્યારે આવ્યા? જમવા કેમ આવ્યા નહિ?"

મારૂં મ્હોં ઊતરી ગયું. મેં નીચું વદન રાખીને જવાબ આપ્યો: "સ્હવારે જ હું આવ્યો છું. જમવા તો હું નહિ આવું, મને માફ કરો."

મારા મ્હોં ઉપરથી અને જવાબ ઉપરથી જાણે કે મારો

સંશય ફળી ગઈ હોય અથવા તો પોતાનો દંભ મારી નજરમાં આવી ગયો હોય, તેવી રીતે દિવાળીબાઈ વધુ કશું નહિ બોલતાં "બહુ સારું ત્યારે, હું જઉં છું" એટલું કહીને ચાલી ગઈ.

(૬)

હવે મને મારી બેવકૂફી માટે ખરેખરો પસ્તાવો થવા લાગ્યો. કુમુદ પરના મોહમાં મેં કાકાનું અપમાન કર્યું હતું, તેમના વારસાને ઠોકરે માર્યો હતો, વીલ બાળી નાંખ્યું હતું, અને તેમના સાઢુની પુત્રીને પરણવાની તક ગુમાવી હતી. અત્યારે પરણવાની મને કાંઈ પરવા નહોતી, પરન્તુ કાકા સમીપે કરેલી ઉદ્ધતાઈ માટે મારો જીવ બળી રહ્યો હતો.

મેં હવે વીશીમાં જમવા માંડ્યું હતું અને દિવાળીબાઇના ઘર સામે દૃષ્ટિપાત પણ ન કરવાની મનમાં ટેક લીધી હતી. દિવસો વહી જવા લાગ્યા પરન્તુ કાકા સમીપે કરેલી ઉદ્ધતાઈ માટેની પસ્તાવાની આગ દિલમાં બળ્યા જ કરતી હતી. છેવટે મન મૂકીને મેં કાકાને પત્ર લખ્યો અને મેં કરેલી ઉદ્ધતાઈ માટે ક્ષમા માંગીને તેમની હિતચિંતા માટે તેમનો આભાર માન્યો, ત્યારે મને કાંઇક શાંતિ વળી. મારી ક્ષમાયાચનાના પત્રનો જવાબ કાકા લખે એવી મેં આશા જ રાખી નહિ.

પણ ચોથે દિવસે સ્હવારે એકાએક પ્રેમચંદ કાકા મારી ઓરડી પર આવીને ઊભા, અને હું ચોંકી ગયો. "કાકા! તમે ક્યાંથી?" કરતો હું ઊભો થયો અને પસ્તાવાના ઊભરામાં તેમના પગમાં પડવા જેવો વિનય મારામાં પ્રકટી આવ્યો.

તેમણે જવાબ આપ્યો: "હું લીંબડીથી આવ્યો, બેટા! તારો પત્ર આવ્યો એટલે મને મન થયું કે એક વાર શાન્તિને મળી આવું."

"સારું કર્યું કાકા."

કાકા શેતરંજી પર બેઠા અને હું તેમની સામે તાકી રહીને મૂગો બેઠો. કાકા પોતાના આગમનનું કારણ ખુલ્લું કરે ત્યારપછી મારે કાંઇ બોલવું એમ મેં મનમાં ધાર્યું.

કાકા બોલ્યાઃ "શાન્તિ! તને તારા આચરણ માટે પસ્તાવો થાય છે એટલે હવે મારે તે વિષે તને કશું કહેવું નથી. તેં વીલ બાળી નાંખ્યું, પણ મેં તે ફરીથી લખાવીને તૈયાર કર્યું છે." એમ કહી કાકાએ નવા લખાવેલા વીલનો કાગળ મારા હાથમાં મૂક્યો. હું તે જોતો હતો, ત્યારે તે આગળ બોલ્યાઃ "મેં તને મારા સાઢુની દીકરી વેરે લગ્ન કરવાનું કહ્યું તે તને ન ગમ્યું તો ભલે, જેવી તારી મરજી. પણ મારો ભત્રીજો કહું કે દીકરો કહું, તે તું જ છે; એટલે મારો વારસો તો તારા હાથમાં જ શોભે."

કાકાનો આ ખરો વત્સલ ભાવ હતો? મને વિશ્વાસ પડતો નહોતો. હું માનતો હતો કે હમણાં જ આ વારસાની પાછળ વળી કાંઇ નવી શરત પ્રકટી નીકળશે! અમે બીજી ઘણીયે વાતો કરી પણ તેમાં વારસા બદલની કોઇ શરતની વાત કાકાએ કાઢી નહિ; તેમના સાઢુની દીકરી વેરે લગ્ન કરવાની વાત તો તેમણે છેડી જ નહિ.

દસ વાગવા આવ્યા હતા, એટલે મેં કહ્યુંઃ "કાકા, હવે મારી સાથે જમવા ચાલો."

"ક્યાં?"

"વીશીમાંસ્તો."

"ના રે ભાઈ! વીશીમાં જમવું મને ફાવે નહિ. હું તો

મારા સાઢુને ત્યાં જઈશ."

"તે અમદાવાદમાં જ રહે છે?"

"સાઢુ તો ગુજરી ગયા છે, પણ સાળી છે તે અહીં જ રહે છે. ચાલ મારી સાથે, તું પણ ત્યાં જ જમજે."

કાકાની યુક્તિની મને સમજ પડી ગઈ. પ્રકટ રીતે તેમણે પોતાના સાઢુની દીકરી સાથેના મારા લગ્નની વાત ન કાઢી, પરન્તુ આ રીતે તે મને પોતાની સાથે ત્યાં લઈ જઈને કન્યા બતાવવા માંગતા હતા એવો એ પાકકા વાણિયાનો ઘાટ હું સમજી ગયો. પહેલાં મેં તેમનું કરેલું અપમાન ભૂંસી નાંખવાની અત્યારે તક હતી, એટલે મેં મૂગા રહીને કાકાની ઇચ્છાને માન આપ્યું.

હું કાકાની સાથે સાથે ચાલ્યો. થોડાં ડગલાં ચાલતાં જ એક મેડા સામે ઊંચી નજર કરી કાકાએ બૂમ મારી: "દિવાળીબાઈ!"

તુરત કુમુદ બારીએ ડોકાઈ અને બોલી: "બા! માસાજી આવ્યા છે!"

તે વખતે હું આશ્ચર્ય પામ્યો હતો, ગભરાયો હતો કે શરમાયો હતો, તે વિષે લગ્ન પછીની પહેલી જ રાત્રે મને જ્યારે કુમુદે પૂછ્યું, ત્યારે મેં તેને જવાબમાં ધીમી લપાટ મારી અને તે ખડખડાટ હસી પડી.

●

રાજકોટમાં મગનલાલ માસ્તરનું નામ જાણીતું હતું. તે રાજકોટનો જ વતની હતો અને ત્યાંની હાઈસ્કૂલમાં આસિસ્ટંટ માસ્તર તરીકે નોકરી કરતો હતો. તે એક ગ્રેજ્યુએટ હતો અને માસિક સો રૂપિયાનો પગાર મળતો હતો. તેને એક દસ-અગીયાર વર્ષનો પુત્ર તથા આઠેક વર્ષની પુત્રી હતી. તેની પત્ની ચંદન જેતપુર પાસે આવેલા નવાગઢ નામના એક નાના ગામની હતી. તે સુશીલ, ડાહી, આજ્ઞાંકિત અને લજ્જાશીલ સ્ત્રી હતી, પરન્તુ ભણી-ગણી નહોતી.

સ્હવારના દસ વાગ્યા હતા. મગનલાલ એક રૂમાલમાં કાંઈક ફળ બાંધીને ઘેર આવ્યો કે તુરત નાની વિજયાએ પિતાના હાથમાંથી રૂમાલની નાની સરખી પોટલી લઈ લીધી અને તે એકદમ છોડીને તેમાં શું છે તે જાણવાનો પ્રયત્ન કરવા લાગી. પોટલીની ગાંઠ વિજયાથી નહિ છૂટતી જોઈને તેની માતા ચંદને ગાંઠ છોડી તેમાંની આફુસ કેરીઓ પુત્રીને બતાવી. વિજયા રાજીરાજી થઈ ગઈ; એટલામાં મગનલાલનો એક મિત્ર વિનોદરાય ખડકીમાં પેસતાં બોલ્યોઃ "વિજયા! એ કેરીઓ હું તને ખાવા દેવાનો નથી, હું જ બધી કેરીઓ ખાઈ જવાનો છું."

વિનોદરાયનો અવાજ સાંભળતાં જ ચંદન એકદમ ઘુમટો તાણી કેરીઓને તેમની તેમ પડતી મૂકી ઓરડામાં પેસી ગઈ. વિનોદરાય બોલ્યો: "અરે માસ્તર! તમને બત્રીસ વર્ષ થયાં અને મને અઠ્ઠાવીશ વર્ષ થયાં, છતાં ચંદન ભાભી મારો ઘૂમટો શાનો તાણે છે?"

મગનલાલે કહ્યું: "હું તો એને કહી કહીને થાકયો. શી ખબર, નવાગઢમાં લાજ કાઢવાનો કેવોએ રીવાજ હશે કે રાજકોટમાં તેને પંદર વર્ષ થયાં તોએ વગર વિચાર્યે ઘુમટો જ ખેંચી વાળે છે! અરે, શી વાત કહું? ગઈ કાલે અમારી સ્કૂલના મેટ્રીક કલાસનો મોનીટર મારે ત્યાં આવ્યો હતો, તેનોએ તેણે ઘુમટો તાણ્યો! મેં બહુ કહ્યું ત્યારે પછી તેણે ઘુમટો છોડયો; પણ તેને લાજ કાઢવામાં જ બધી મર્યાદા સમાઈ રહેલી લાગે છે."

"પણ નાના મોટા બધાની લાજ કાઢવાની હોય?"

મગનલાલે કંટાળતાં કહ્યું: "ભલેને કાઢે! એને કયાં તમારી પાસે હુંડીઓ સ્વીકારાવવાની હોય છે?"

"હુંડીઓ સ્વીકારાવવાની નથી એ તો ઠીક, પણ તમે ઘેર ન હો અને કદાચ છોકરાં નિશાળે ગયાં હોય તો મારા જેવાને ઘેરથી કશો જવાબ પણ ન મળે! આ તો ભાઈ અસહ્ય થઈ પડે તેવો ઘુમટો કહેવાય!" વિનોદરાયે જણાવ્યું.

એટલામાં હાથમાં ચપ્પુ ને તાસક લઈને ચંદન ઘુમટાભેર બહાર આવી અને તેણે વિજયાને શીખવ્યું તે ઉપરથી વિજયા બોલી: "વિનુ કાકા! લ્યો આફુસ, તમે બધી કેરીઓ ખાઈ જાઓ, મારી બા કહે છે."

વિનોદ હસીને બોલ્યો: "આ તો માત્ર અર્ધો ડઝન કેરી છે. તેમાંથી હું ખાઈશ તો પછી તમે શું ખાશો?"

વિજયાએ પુનઃ માતાની શીખવણી પ્રમાણે કહ્યું: "ના, ના, એક–બે કેરીઓ તો ખાઓ, મારા સમ."

વિનોદે બે કેરીઓ કાપી તેના કકડા કર્યા અને છોકરાંને વહેંચી આપ્યા, બે–ચાર કકડા પોતે ખાધા. એટલામાં ટપાલી આવ્યો. તેણે મગનલાલના હાથમાં એક કાર્ડ મૂક્યો. કાર્ડ વાંચીને મગનલાલ બોલ્યો: "લ્યો, આજે સાડાબારની ગાડીમાં વિજયાનો સસરો જૂનાગઢથી આવે છે!"

બે માસ પહેલાં વિજયાનું વેવીશળ જૂનાગઢમાં મગનલાલ કરી આવ્યો હતો. ભવિષ્યમાં મોટી વયનો વર નહિ મળવાની બીકથી તેણે પુત્રીની નાની વયમાં જ એક વય–ગુણની સુયોગ્યતાવાળો છોકરો પસંદ કરીને તેની વેરે વિજયાનો સંબંધ જોડ્યો હતો.

વિનોદરાય ગયો એટલે મગનલાલે ચંદનને કહ્યું: "આજે ઈન્સ્પેકટર અમારી સ્કૂલ તપાસવા આવવાના છે. હું તો અગીઆર વાગ્યે જઈશ અને પાછળ વહેવાઈ આવશે; ત્રણ વાગ્યા પહેલાં મારાથી ઘેર પાછા આવી શકાશે નહિ. તેટલો વખત તું એમની યોગ્ય આગતાસ્વાગતા કરજે. તેમને અહીં એકાદ દિવસનું કામ હોય એમ લાગે છે."

ચંદન બોલી: "પણ પ્રભાકરને આજે નિશાળે ન મોકલશો."

"સારૂં. તેમને જમવાનું કહેજે અને જો જમીને આવ્યા હોય તો ચાહ–પાણી–નાસ્તા જેવું કાંઈ કરી આપજે. સાંજે અમે સાથે જમીશું. જો બનશે તો દોઢ–બેની વચ્ચે હું આવીશ, પણ જો નહિ બને તો પછી ત્રણ વાગ્યે તો જરૂર આવીશ." મગનલાલે પત્નીને યોગ્ય સૂચના આપી.

(૨)

મગનલાલ જમીને અગીઆર વાગ્યે સ્કૂલે ગયો. વિજયા

પણ નિશાળે ગઈ. વહેવાઇ આવવાના હોવાથી ચંદનને બોલચાલની અગવડ ન પડે તેટલા માટે પ્રભાકરને આજે નિશાળે મોકલવામાં આવ્યો ન હતો.

સાડાબાર વાગ્યા–પોણો વાગ્યો–એક વાગ્યો, એટલામાં મગનલાલની ખડકીની બહારથી સ્વર સંભળાયો: "મગનલાલભાઇનું ઘર આ જ કે?"

વિજયાનું વેવીશાળ જુનાગઢમાં કર્યાને હજી થોડો વખત થયો હતો અને વહેવાઈ કોઈ વાર મગનલાલને ત્યાં આવ્યા નહોતા. આ પહેલી જ વાર તે આવ્યા હતા. તેમણે મગનલાલનું ઘર જોયું નહોતું, પરન્તુ મહોલ્લાનું નામ તે જાણતા હતા, એટલે તેમને કોઈને પૂછીગાછીને મગનલાલનું ઘર ઓળખવાની જરૂર પડે તે સ્વાભાવિક જ હતું.

"મગનલાલભાઇનું ઘર આ જ કે?" એવો ખડકી બહારથી થએલો પ્રશ્ન ચંદનને કાને પડતાં જ તેણે પ્રભાકરને કહ્યું: "અલ્યા પ્રભાકર! જા, જા, ખડકી ઉઘાડ, વહેવાઈ આવ્યા."

પ્રભાકર દોડ્યો અને ખડકી ઉઘાડી આવ્યો. ચંદન ઘૂમટો તાણી ઓરડામાં પેઠી.

"મગનલાલભાઈ મેડી ઉપર છે?"

ચંદને પ્રભાકરને ઓરડામાં બોલાવી વહેવાઈ ન સાંભળે તેવા ધીમા સ્વરથી શીખવ્યું. તે પ્રમાણે પ્રભાકરે જવાબ આપ્યો: "મારા બાપા નિશાળે ગયા છે, પણ તે થોડી વારમાં આવશે એમ કહી ગયા છે; માટે તમે મેડી ઉપર દિવાનખાનામાં જઇને બેસો. તમારા હાથમાંનું પોટલું લાવો, હું કબાટમાં મૂકી દઉં."

"ના, ના, પોટલામાં કાંઇ બહુ ભાર નથી. તે ભલે મારી પાસે જ રહ્યું, હું જરા ઉપર બેસું છું."

વહેવાઈ ઉપર ગયા ને થોડી વાર થઈ એટલે ચંદને પ્રભાકર દ્વારા જમવા બેસવાનું કહાવ્યું: "અરે ના, ના, એક વાગ્યે વળી જમવાનું કેવું ? હું તો ક્યારનોએ જમીને નીકળ્યો છું." એ પ્રમાણે વહેવાઇએ જવાબ આપ્યો.

છતાં થોડી વારમાં ચંદને ચાહ તૈયાર કરીને વહેવાઈ પાસે એક પ્યાલો મોકલ્યો. "આટલી બધી તકલીફ શામાટે લ્યો છો ?" એમ કહેતાં વહેવાઇએ પોતાના માથા પરનો સફેદ ફેંટો ઊતારીને પાસેના ટેબલપર મૂકયો અને આસ્તે આસ્તે તે ચાહનો પ્યાલો પી ગયા.

વહેવાઇ આવ્યા અને પોતાના ઘરના વિવેકમાં ન્યૂનતા ન દેખાવી જોઇએ એમ ધારીને ચંદને થોડી વારમાં પંદર–વીસ પૂરીઓ તળી નાંખી. સ્હવારે આણેલી આફુસની ચાર કેરીઓ હજી રહી હતી તે તેણે છોલીને તેના કકડા કર્યા. એક રકાબીમાં પૂરીઓ અને બીજી રાકાબીમાં કેરીના કકડા ચંદને વહેવાઈ પાસે મેડી પર મોકલ્યા. વહેવાઇએ કહ્યું: "અહોહો ! આ બધું શાને ? મેં કહ્યું ને કે હું જમીને આવ્યો છું, છતાં આ તકલીફ શાને ઉઠાવો છો ?" એમ કહીને વહેવાઈને એટલા નાસ્તાનો સ્વીકાર તે પીરસનારના માનને માટે પણ કરવો જ પડ્યો.

દોઢ વાગ્યો, પણ મગનલાલ નિશાળેથી આવ્યો નહિ. ખડકી બહારથી કોઇએ પૂછ્યું: "મગનલાલભાઈ ઘેર છે ?"

માતાની સૂચના પ્રમાણે પ્રભાકરે ખડકી ઉઘાડીને પૂછ્યું: "શું કામ છે ?"

"થોડું કાર્મ છે."

"ત્રણ વાગ્યે નિશાળેથી આવશે ત્યારે આવજો." પ્રભાકરે જવાબ આપ્યો અને ખડકી વાસીને તે પાછો માતા પાસે આવ્યો.

બે વાગ્યા પણ હજી મગનલાલ આવ્યો નહિ. વહેવાઈ તો

અકળાવા લાગ્યા. તેમણે પ્રભાકરને પૂછ્યું: "મગનલાલભાઈ હવે ક્યારે આવશે?"

"હવે બહુ વાર નથી; થોડી વારમાં આવશે." ચંદને પ્રભાકર પાસે જવાબ અપાવરાવ્યો.

(૩)

વળી પા કલાક વીતી ગયો. હવે તો વહેવાઈ ખરેખર થાક્યા. તે તો સફેદ દુવાલમાં બાંધેલું પોતાનું નાનું પોટલું તથા હાથમાંની છત્રી લઇને મેડી પરથી પાછા ઊતર્યા. દાદર ખખડતાંની સાથે જ ચંદન ઘૂમટો તાણી ઘરમાં પેઠી. વહેવાઈ બોલ્યા: "મગનલાલભાઈ તો હજીસુધી આવ્યા નહિ અને મારે હજી બીજું કામ છે, માટે જઉં છું."

ચંદને પ્રભાકર પાસે કહેવરાવ્યું: "હવે તો આવતા જ હશે, બેસોને."

વહેવાઈ બોલ્યા: "ના, હવે તો નહિ બેસું. મારે તો તેમને એટલું જ પૂછવાનું હતું કે તમારા ઘરનો વીમો ઊતરાવેલો છે?"

પ્રભાકરે માતાની સૂચના પ્રમાણે પૂછ્યું: "વીમો એટલે શું?"

"વીમો એ આફતને વખતે તેમાંથી માણસને બચાવી લેનારૂં સાધન છે. ધારો કે તમારા ઘરને કોઈ વાર આગ લાગે, આખું ઘર બળી જાય અને તેમાંની દરેકે દરેક વસ્તુ ખાખ થઈ જાય, એક ચીંથરૂં પણ રહેવા ન પામે, તે વખતે તમને કાંઈ નહિ તો સહેજે પંદર-વીસ હજારનું નુકસાન થાય. આ વખતે તમે તદ્દન ગરીબ બની જાઓ. પરન્તુ જો તમારા ઘરનો વીમો ઊતરાવ્યો હોય અને તે વીમાના બદલામાં વર્ષે દહાડે તમે માત્ર સોએક રૂપિયા ખર્ચતા હો તો તમારૂં ઘર બળી જાય તોપણ

તમને કશી ચિંતા રહે નહિ, કારણકે વીમો ઊતરાવેલું ઘર બળી જવાથી તે ઘરને થએલા બધા નુકસાનની રકમ અમારી કંપની જરા પણ આનાકાની વિના પગાર કરે છે. જેવી રીતે મગનલાલભાઈની જીંદગીનો વીમો ઊતરાવેલો હોય, અને તે અકસ્માત્ પ્લેગથી મરણ પામે—"

અત્યારસુધી ઓરડામાં અકળાઈ રહેલી ચંદન એકદમ ઘુમટો છોડીને બહાર આવીને ક્રોધપૂર્વક બોલીઃ "તમે છો કોણ ?"

"હું વીમા કંપનીનો એજંટ છું."

ચંદન ગુસ્સાપૂર્વક બોલીઃ "તમે કેવા માણસ છો ? પારકા ઘરમાં પેસતાં શરમાતા નથી ?"

"બહેન ! એમાં મારા પર ગુસ્સો શાને કરો છો ? તમે મને મેડી પર બેસવાનું કહ્યું હતું માટે હું બેઠો હતો." વહેવાઈ-માંથી ફેરવાઈ ગએલા વીમાના એજંટે જવાબ આપ્યો.

"ચાહ પીધો, કેરી-પૂરી ખાધી, છતાં તમે ન બોલ્યા ?"

"તમે મને પૂછ્યું જ નથી, પછી શું બોલું ?" એમ કહી એજંટે પોતાનું ભાષણ આગળ ચલાવવા માંડ્યું: "જેવી રીતે મગનલાલભાઈની જીંદગીનો વીમો ઊતરાવેલો હોય—"

"મારે તમારૂં કશું સાંભળવું નથી, તમે જતા રહો. પારકાં ઘર બાળવા અને પારકાં માણસ મારવા નીકળ્યા છો તે જાણ્યા તમને !"

એજંટને બિચારાને ચાલ્યા જવું પડ્યું !"

## (૪)

ત્રણ વાગતાં મગનલાલ ઘેર આવ્યો અને ચંદને સર્વ પ્રકાર તેને કહી સંભાવ્યો. મગનલાલે પૂછ્યું: "પણ એ વહેવાઈ નહોતા એમ તેં અનુમાનથી પણ જાણ્યું નહિ ?"

"મેં કાંઈ તેમને જોયા છે કે ઓળખું ? પછી તો કપાળમાં ટીલું જોયું એટલે સમજી કે એ મૂઓ આપણી ન્યાતનો નહોતો પણ બીજી કોઇ જાતનો હતો."

"ત્યારે પહેલેથી તે ખબર ન પડી ?"

"હું તો તેને વહેવાઈ માનીને ઘુમટો તાણી ઓરડામાં પેસી ગઇ. જમાઇના બાપની સાથે મારાથી વાતચીત ન થાય."

"હં, પછી ?"

"પછી તો મેં ચાહ કરી, કેરી કાપી આપી, પૂરીઓ બનાવી, તે બધું તે ઉડાવી ગયો જાણે દુકાળમાંથી આવેલો! બિચારા છોકરાને મેં એક-બે કકડા પણ ખાવા દીધા નહિ અને ચારે કેરીઓ કાપી આપી તે એ બધી ખાઇ ગયો !"

"પણ ત્યારે વહેવાઈ શું આવ્યા જ નહિ ?"

ચંદને કહ્યું: "એ મૂઓ એજંટ ઉપર બેઠો હતો, ત્યારે ખડકી બહાર તમારા નામથી કોઇએ બૂમ મારી હતી ખરી; પણ મેં કહાવ્યું કે ત્રણ વાગ્યે આવજો !"

"મૂઈ તું અને બળ્યો તારો લાજનો વિવેક!" મગનલાલ એકદમ ગુસ્સે થઈને બોલ્યો: "પેલા એજંટને જોયા-જાણ્યા વિના વહેવાઈ માની બેઠી અને ખરા વહેવાઈ આવ્યા તેમને પૂછ્યા ગાછ્યા વિના ખડકી બહારથી કાઢી મેલ્યા! હવે વહેવાઇને જરા આવકાર પણ નહિ આપવા માટે મારું નાક ન્યાતમાં અને આખા જુનાગઢમાં કપાઈ જવાનું !"

ચંદનની જ ભૂલ હતી એટલે તે ઓશિયાળી બનીને ઊભી રહી. તેને ઘણોએ પસ્તાવો થયો કે પોતે ઘૂમટો નહિ તાણતાં ખબરદારી રાખી હોત તો ભૂલ ન થાત, પણ હવે શું કરવું ?

મગનલાલ એકદમ ગામમાં દોડયો. વહેવાઇની સહેજ ઓળખાણુ-વાળા એક–બે જણુાને ત્યાં તપાસ કરી પણુ ત્યાં વહેવાઈ નહોતા. તેણે સ્ટેશનના વેઈટીંગ રૂમમાં તપાસ કરી પણુ નિષ્ફળ! છેવટે તે ધર્મશાળાઓમાં ભટકવા લાગ્યો તો એક સ્થળેથી તેમનો પત્તો મળ્યો! સાંજે સાત વાગ્યે તે વહેવાઇને લઇને ઘેર આવ્યો! ચંદન તો એટલી ખસ્યાણી પડી ગઈ કે ઉંચું માથું કરી શકી નહિ.

તે દિવસથી ચંદન સાચી લાજ અને ખોટી લાજ વચ્ચે રહેલો ભેદ સમજી અને ઘુમટો ખેંચવાનું તેણે છોડી દીધું. તેમ કરતાં, પહેલાં તો તેને અકળામણુ લાગી પરન્તુ ધીમે ધીમે તે વિના-ઘુમટે વિનયશીલતાથી વર્તતાં ટેવાઈ ગઈ.

જીવનથી તૃપ્ત થયેલાઓને પણ તપાવીને વ્યાકુળ કરી મૂકે તેવો ગ્રીષ્મનો મધ્યાહ્ન હતો. લૂ વાતી અને શરીરે પ્રસ્વેદની ધારાઓ ચાલતી. એ ધારાઓ ચામડીને ક્ષણિક શીતળતા અર્પતી, બરફનું પાણી કંઠને ક્ષણિક શીતળતાથી તૃપ્ત કરતું, પરન્તુ કંઠ અને ઉદરની વચ્ચેના અંતરમાં શીતળતા તો કોઈ વિરલ આત્માઓ જ અનુભવતા.

કલ્યાણચંદ ઝવેરીનું અંતર ઉત્તપ્ત હતું. આઠેક દિવસથી તેમને પોતાનું શરીર વધારે અસ્વસ્થ જણાતું હતું. તેમને સીત્યોતેરમું વર્ષ જતું હતું. શરીર પરની કરચોલી તેમના કાનમાં રોજ ગણગણ્યા કરતી હતી કે પાકું પાન ખરી પડતાં હવે બહુ દિવસો જશે નહિ.

અત્યારે તેમણે પોતાના પલંગની પાસે બેઉ દીકરા, તેમની વહુઓ, તેમનાં દીકરા–દીકરીઓને એકઠાં કર્યાં હતાં. ડોસાનો ઇરાદો આજે બેઉ પુત્રોને મઝિયારો વહેંચી આપવાનો હતો. છેલ્લા ચારેક દિવસથી તો ડોસાએ પોતાને હાથે જ બેઉ ભાઇઓને મઝિયારો વહેંચી આપવાનો આગ્રહ પકડ્યો હતો.

“પિતાજી! તમે શાને ચિંતા કરો છો? અમે બેઉ ભાઈ સંપસંપીને સાથે રહીશું, અને નહિ તો રાજીખુશીથી કોઇને

જાણવા પણ દીધા વિના સરખે ભાગે મિલ્કત વહેંચી લઈશું, પણ તમે તે બાબતની ચિંતા શાને રાખ્યા કરો છો ?" એમ મોટા દીકરા જ્ઞાનચંદે એક વાર પિતાને કહ્યું હતું, નાના દીકરા નવલચંદે પાસે ઊભા રહી મોટા ભાઈના એ કથનને મૌન સંમતિ આપી હતી, છતાં ડોસાએ પોતાની હઠ છોડી જ નહિ. તેમણે કહ્યું: "ના ભાઈ, ના! મારે તો તમો બેઉ ભાઇઓને મારે હાથે જ સરખે ભાગે મઝિયારો વહેંચી આપવો છે. પાછળથી તમે લઢો–વઢો એવું મારે રાખવું જ નથી ને!"

કલ્યાણચંદ ઝવેરી મોટા શ્રીમંત તો નહિ, પણ ઘરના સુખી લેખાતા. ઝવેરાતની પેઢી ચાલતી હતી અને બેઉ દીકરા પેઢીના કામમાં પાવરધા થઈ ગયા હતા. ઘરનાં ઘર હતાં, દીકરાને ઘેર દીકરાના–દીકરી હતાં, દુકાનમાં એક લાખની મૂડી રોકાયલી હતી તે ઉપરાંત ઘરમાં બીજું પચીસ–પચાસ હજારનું ઠામ હતું.

ડોસા પોતાના જીવનના છેલ્લા દિવસો ધર્મધ્યાનમાં ગાળતા. દહેરે જઈ પૂજા કરતા, ઉપાશ્રયે જઈ સાધુનું વ્યાખ્યાન સાંભળતા, રોજ સાંજે પ્રતિક્રમણ કરતા, અને પવિત્ર તિથિઓ પર વ્રત-ઉપવાસ પણ કરતા. અતિ વૃદ્ધ અવસ્થાને લીધે દીક્ષા લઈ શકાય નહિ, નહિતો પોતાને સાધુધર્મની દીક્ષા લેવાનો સંપૂર્ણ ભાવ હતો એમ પણ તે કોઈ કોઈને કહેતા.

રોજ પેઢી પર પણ તે હાજરી આપતા. જ્યારે પોતે પેઢી પર હોય, ત્યારે લ્હેણ–દેણનો દરેક સોદો પોતે જ કરતા. પોતાની નજરે દીકરા સોદો ઊતારે તો તેથી તેમને સંતોષ થતો નહિ. પીસ્તાળીસ અને પાંત્રીસ વર્ષના દીકરાઓ પણ વેપારમાં કદાચ ઠગાઈ જશે, કે ખોટ કરશે, અથવા નફાનો ગાળો નહિ રાખી શકે, એવી ચિંતા તેમના અંતરમાં તે વખતે જરૂર જન્મતી. અશક્તિને લીધે બિછાને પડયા તે દિવસથી જ તે પેઢી

પર જતા અટક્યા હતા.

કલ્યાણચંદ ઝવેરી વિધુર હતા. જ્ઞાનચંદ અને નવલચંદની માતાઓ જુદી જુદી હતી, અને નાના નવલચંદ ઉપર ડોસાની વિશેષ લાગણી હતી. ઓછી-વધુ લાગણીના દેખાવોને કારણે કોઇ કોઈવાર સ્ત્રીઓમાં ખટપટ જાગતી, પણ પિતાની હયાતીમાં બેઉ ભાઇઓએ જુદા થવું જ નહિ, એવી મોટા જ્ઞાનચંદની લાગણીને કારણે આજસુધી એ કુટુંબ હજી સંયુક્ત રહી શક્યું હતું.

(૨)

પહેરેલી બંડીના ગજવામાંથી ડોસાએ ચાવી કાઢી અને નવલચંદના હાથમાં આપીને કહ્યું: "તીજોરી ઉઘાડ અને તેમાંથી ખત-પત્ર, રસીદો, ઘરેણાંના દાબડા, બધું મારી સામે લાવીને મૂક."

નવલચંદે પિતાની આજ્ઞા પ્રમાણે બધું લાવીને પલંગની પાસે મેજ મૂકી તે ઉપર ગોઠવ્યું. પછી પુત્રના ખભાનો ટેકો લઇને ડોસા બિછાનામાં બેઠા થયા. પોતે જીવનમાં કરેલી કમાણી ઉપર તેમણે દૃષ્ટિપાત કર્યો. મકાનોનાં ખતપત્રો હતા, એક મોટા પરબીડિયામાં પોસ્ટ ઓફીસનાં 'કેશ સર્ટીફિકેટો' હતાં, ઘરેણાંના ચાર દાબડા હતા: સાઠેક હજાર ઉપરાંતની એ મિલ્કત હતી. કલ્યાણચંદ ઝવેરી કાંઈ સિકંદર થોડા જ હતા!

કયા લાયા થા સિકંદર? દુન્યાસે લે ગયા કયા?
થે દોનોં હાથ ખાલી, બાહિર કફનસે નિકલે!

આ નશ્વર સંસારમાં બાંધી મૂઠીએ આવ્યો, પણ ખાલી હાથે જઇશ, એવો ઉપદેશ સાધુઓના વ્યાખ્યાનદ્વારા તેમના કાનના પડદા સુધી જ પહોંચીને પાછો વળ્યો હતો; એટલે પોતાની કમાણીની એ બધી મિલ્કત સિંકદરની ત્યાગભાવનાથી નહિ, પણ જીવનયુદ્ધમાં વિજયશાલિતાની ઠરેલી આંખથી તે જોઈ રહ્યા.

જ્ઞાનચંદની અને નવલચંદની આંખો નીચી ઢળી રહી હતી અને કાન પિતાના મુખમાંથી નીકળતાં વચનો સાંભળવાને તૈયાર થઇ રહ્યા હતા.

દેરાણી–જેઠાણીની આંખો મેજ ઉપર પડેલા ઘરેણાંના દાબડા ઉપર લાગી રહી હતી.

જ્ઞાનચંદના સોળ વર્ષના ચંપક તથા નવલચંદની તેર વર્ષની મેનાની આંખો ડોસાની ફિક્કી પણ તગમગતી આંખો ઉપર મીટ માંડી રહી હતી.

અને બેઉ ભાઈનાં બીજાં બે બાળકો પોતપોતાની માતાઓની ગોદમાં કોટિધ્વજ શાહુકારને પણ અલભ્ય એવી લાખેણી નિંદર લઈ રહ્યાં હતાં.

અધઘડી સુધી ડોસા કશું બોલ્યા નહિ. સૌ સ્તબ્ધ બનીને ડોસા શું બોલે છે તે સાંભળવાને ટાંપીને બેઠાં. ડોસાની સ્થિર દૃષ્ટિ ઉપરથી એમ જ લાગતું કે જાણે મનની ગોઠવણીમાં તે ગુંથાયા હશે. ઘણી વાર પછી તે બોલ્યા: "પેઢી તો તમે બેઉ ભાઈઓ ભેગી જ ચલાવજો અને સાથે રહો તો ફિકર નથી, પણ જુદા રહો તો બેઉ ભાઈ ઘરખર્ચ માટે વાર્ષિક બબ્બે હજાર રૂપિયા પેઢીમાંથી ઉપાડજો. વખત જતાં પેઢીની વહેંચણ કરવી હોય તો અર્ધે ભાગે વહેંચી લેજો."

બેઉ ભાઇ બોલ્યા: "હા, પિતાજી !" સ્વરમાં આજ્ઞાંકિતતાનો રણકાર હતો.

"જુઓ, મારે તો તમે બેઉ ભાઈ ડાબી–જમણી આંખોની પેઠે સરખા છો. મારે તમને સરખે ભાગે મિલ્કત વહેંચી આપવી છે." એમ કહી ડોસાએ જ્ઞાનચંદની સામે દૃષ્ટિ ફેરવી.

જ્ઞાનચંદે ઉત્તર આપ્યો: "હા, બાપાજી !"

"ત્યારે જુઓ, આપણે રહીએ છીએ તે ઘર નવલચંદ રાખે અને નાણાવટનું ઘર છે તે જ્ઞાનચંદ રાખે. બેઉ ઘર સરખી કિંમતનાં છે. નવલચંદ, હું કહું છું તે પ્રમાણે કાગળ ઉપર જરા નોંધ કરી લે."

નવલચંદે કાગળમાં લખવા માંડ્યું. જ્ઞાનચંદ નીચી નજરે પિતાનાં વચન સાંભળી રહ્યો.

નવલચંદના ભાગે જતું ઘર ત્રીસ વર્ષ પહેલાં પંદર હજાર રૂપિયામાં ખરીદેલું હતું; જ્ઞાનચંદના ભાગે જતું ઘર બે વર્ષ પહેલાં જ પંદર હજારે ખરીદેલું હતું. બેઉ ઘરની મૂળ કિંમત સરખી હતી, પરંતુ બેઉ ઘરની ખરીદીના સમય વચ્ચેનો અઠ્ઠાવીસ વર્ષનો ગાળો બેઉના વાસ્તવિક મૂલ્યમાં મોટો ભેદ ઉપજાવતો હતો. નવલચંદના ઘરને ત્રણ માળ અને ૨૦૦ વાર જમીન હતી, જ્ઞાનચંદના ઘરને બે માળ અને ૧૨૫ વાર જમીન હતી.

પોસ્ટલ કેશ સર્ટીફીકેટોનું પરબાડિયું હાથમાં લઈને ડોસા બોલ્યા: "જુઓ આ વીસ હજારનાં કેશ સર્ટીફીકેટો છે; દસ હજારનાં સર્ટીફીકેટો નવલચંદની બા અને મારા નામ પર હતાં તે નવલચંદને આપું છું; અને બીજાં દસ હજારનાં સર્ટીફીકેટો મારા એકલાના નામ પર છે તે જ્ઞાનચંદ, તને આપું છું. બેઉ ઉપર મેં સહીઓ કરેલી છે."

એમ કહી ઝવેરીએ બેઉ પુત્રોને દસ-દસ હજારનાં કેશ સર્ટીફીકેટો આપ્યાં; પણ નવલચંદનાં કેશ સર્ટીફીકેટો એક અઠવાડિયાની અંદર પાકતાં હતાં એટલે તુરતમાં જ તેના રૂપિયા દસ હજાર મળે તેમ હતું; જ્ઞાનચંદનાં કેશ સર્ટીફીકેટો તાજાં લીધેલાં હોવાથી તુરતમાં આઠેક હજારથી વધુ રૂપિયા

ઊપજે તેમ નહોતું !

ચંપકે પૂછ્યું: "દાદાજી ! બેઉ સર્ટીફીકેટો ક્યારે લીધેલાં ?"

ડોસાએ કરડી આંખે ચંપક તરફ જોયું, પણ કશો જવાબ ન આપ્યો. મેના ભયચકિત આંખે દાદાને જોઈ રહી. થોડી વાર ચુપકી પ્રસરી રહી.

ડોસા મંદ સ્વરે બોલ્યા: "આ બે દાબડામાં ઘરેણું છે, તે તો બેઉ વહુઓના હાથપગના માપ પ્રમાણે કરાવેલું છે, અને બેઉને માટે સરખી જણસો છે, તે બેઉ વહુઓ લઈ લે."

પોતાનાં ઘરેણાંનો દાબડો દેરાણીએ ઉઠાવ્યો એટલે બાકી રહેલો દાબડો જેઠાણીએ લીધો. બ્રેસલેટ, બંગડીઓ, હાર, વગેરે બધી ચીજો દેરાણીને માટે નવી કરાવેલી અને વજનદાર હતી એ સૌ જાણતાં જ હતાં.

"અને" બાકીના બે દાબડાનો તોડ કાઢતાં ઝવેરી બોલ્યા: "જ્ઞાનચંદ ! તારી બાનું ઘરેણું તું લે, અને નવલચંદ ! તારી બાનું ઘરેણું તું લે."

જ્ઞાનચંદની માતાનું ઘરેણું જૂનું પણ તોલદાર હતું એટલે તેને કાંઇક વધારે પડતો ભાગ મળવાનો સંભવ હતો; પરંતુ એટલામાં ડોસા બોલ્યા: "જ્ઞાનચંદ, તારી બાના દાબડામાં એક મોતીની માળા હતી તે જડતી નથી, શી ખબર કયાં ગઈ!"

જ્ઞાનચંદની છાતી દબાઇ ગઈ; માળા આશરે પાંચેક હજાર રૂપિયાની કિંમતની હતી.

ડોસા બોલ્યા: "બસ, હવે કશું ખાસ વહેંચવા જેવું રહેતું નથી. ઘરવાખરો સાધારણ છે, પણ તેમાં બે વસ્તુઓ અગત્યની છે. એક મારાં કપડાં રહે છે તે સીસમનો કબાટ અને એક

તીજોરી. તીજોરી ચંપકની અને કબાટ મેનાનો."

ચંપક દાદાને તીવ્ર આંખે જોઈ રહ્યો.

મઝિયારો વહેંચાઈ ચૂકયો. પિતાએ કહ્યા પ્રમાણે નવલચંદે લખીને તૈયાર કરી હતી તે યાદી તેણે પિતાના હાથમાં મૂકી. પિતાએ તે જ્ઞાનચંદના હાથમાં આપી કહ્યું: "લે ભાઈ, તું સહી કર, એટલે પછી નવલચંદ પણ સહી કરે."

જ્ઞાનચંદે કાગળ હાથમાં લીધો કે તુરત ચંપકે પિતાનો હાથ પકડયો અને કહ્યું: "સહી કરશો નહિ બાપુજી! મઝિયારાનો એવો ભાગ આપણને ન જોઈએ, ભલે બધું કાકાને મળે!"

"ચંપક!!" જ્ઞાનચંદે આંખ કાઢી: પિતાની આંખોના તાપમાં ચંપકનું ધૈર્ય પીગળી ગયું. તે બોલતાં તો બોલ્યો, પણ તુરતજ તે ઠંડો બની ગયો.

ક્ષણભર સૌ સ્તબ્ધ બની ગયાં. બધી આંખો ચંપકને જોઈ રહી. જ્ઞાનચંદે સહી કરી, હવે કાગળ નવલચંદના હાથમાં આવ્યો. તેણે સહી કરવા માંડી અને મેનાએ પિતાના હાથમાંથી કાગળ ઝુંટવી લીધો.

"અરે મેના!" નવલચંદ આંખ કાઢી પુત્રીને ધમકાવી રહ્યો.

તગતગતી આંખે અને ગંભીર વદને મેના બોલી: "ચંપકભાઈ સાચું કહે છે, બાપુજી! વહેંચણી બરાબર નથી."

નવલચંદ સ્તબ્ધ બની ગયો. તે કશું બોલે તે પહેલાં મેનાની માતાએ ત્રાડ મારી: "દોઢડાહી! નાને મ્હોંએ મોટી વાત! તેમાં તું શું સમજે?"

એ નવયુગની બાળાએ નિડરતાથી જવાબ આપ્યો: "હું સમજું છું, બા! દાદાજીએ વહેંચણીમાં મોટા કાકાને અન્યાય

કર્યો છે. વહેંચવું હોય તો બરાબર વહેંચે, પણ ધર્મિષ્ઠ દાદાજીની છેલ્લી ઘડીએ તેમને હાથે આવી અન્યાયી વહેંચણીનું પાપ આપણે ન થવા દેવું જોઇએ!”

અને વિજયી મહારાણીના જેવી અસ્મિતાપૂર્વક મેનાએ કાગળ ફાડી નાંખ્યો!

ચંપકને જોઈ રહેલી બધી આંખો હવે મેનાને જોઈ રહી હતી. વહારે ચડેલી બહેન તરફ ચંપક મમત્વભીની આંખે જોઈ રહ્યો હતો. મેનાની માતા તેને એકાદ તમાચો લગાવી દેવા ઊઠતી હતી, પરંતુ આ બાજુએ ડોસા ગભરાઇ ગયા હતા. આજસુધીમાં મોટી વયના પુત્રોએ જે વાત ડોસાને સંભળાવવાની હિંમત કરી નહોતી, તે વાત નાની પૌત્રીના મુખમાંથી સાંભળીને ડોસાનું વદન ફિક્કું પડી ગયું હતું અને છાતીમાં બોલવાનું પણ જોર રહ્યું નહોતું. જ્ઞાનચંદે તેમની બગડતી તબિયત જોઇને તેમને તુરત સુવાડી દીધા અને થોડી પળોમાં પ્રાણપંખી પણ ઊડી ગયું!

(૩)

તે વખતે મઝિયારો જે અણવહેંચાએલો રહ્યો, તે ડોસાના મૃત્યુ પછી પાંચ વર્ષ સુધી તેમ ને તેમ જ રહ્યો. બેઉ ભાઈઓએ પણ તેટલો વખત સંયુક્ત કુટુંબ નિભાવ્યું. ત્યાર-પછી બેઉએ સંપસંપીને મઝિયારો વહેંચી લીધો અને કોઇને અસંતોષ થાય તેમ રહેવા દીધું નહિ. એ વહેંચણીમાં પણ દાદાની તીજોરી ચંપકને અને કબાટ મેનાને મળ્યાં. ત્યારપછી મેના પરણીને સાસરે ગઈ અને કબાટ પણ સાસરે લેતી ગઈ.

એક દિવસ મેના જ્ઞાનચંદને મળવા આવી. મોટા કાકાના

કુશળ વર્તમાન પૂછ્યા પછી તેણે તેમની સમીપે મોતીની એક માળા મૂકીને કહ્યું: "લ્યો આ તમારી માળા!"

"ક્યાંથી જડી બહેન?" જ્ઞાનચંદે સાશ્ચર્યાનંદથી પૂછ્યું. મેનાએ જવાબ દીધો: "દાદાજીવાળા કબાટના ચોરખાનામાંથી."

બહારથી વાજાંના સૂર સંભળાવા લાગ્યા. કોઈની દીક્ષાનો વરઘોડો ભારે ધામધૂમથી ચડ્યો હતો.



મારે જેલના સુપરિન્ટેન્ડન્ટનો આભાર માનવો જોઈએ, કારણકે તેમની પરવાનગીથી જ આ થોડા શબ્દો હું કાગળ ઉપર પાડી શકું છું; નહિતો મારું દિલ અત્યારે તદ્દન ખાલી છે—કોઈ પણ પ્રકારના ભાનનું તેમાં અસ્તિત્વ નથી. જેવી રીતે કોઈ નાચરંગની મહેફીલ, આખી રાતના વિલાસના થાકથી અને ઉન્મત્ત જાગરણથી, પ્રાતઃકાળના ફિક્કા પ્રકાશમાં રંગહીન અને ભયાનક દેખાય છે, તેવી રીતે મારા દિલની હાલત પણ અત્યારે કેવળ ભાવહીન છે—ફિક્કી છે. મારું હૃદય એક અંધકાર-પૂર્ણ મંદિર છે, જેમાં જીવન નથી; તે એક ખંડેર છે જેમાં આરતીના દીવાનો પ્રકાશ નથી કે ઘંટનો ગુંજાર નથી; તેમાં કેવળ ભૂતકાળની પૂજાનું સંભારણું છે અને તે પણ તદ્દન સ્વપ્ન સરીખું આછું છે! તેમાં પીડિત હૃદયનો દર્દભર્યો પુકાર નથી કે આનંદથી ઉલ્લસિત સંગીતનો નાદ નથી; તેમાં માત્ર વેરાનમાં સંભળાતો શૂન્ય અવાજ છે, કે જેનો મારે માટે કશો અર્થ થતો નથી. તેમાં જીવનનો કોલાહલ નથી, અમરતાનો ઉચ્ચ સ્વર નથી—દેવદુંદુભિ નથી; તે એક માત્ર હાસ્ય છે પણ તેમાં આનંદનો ફુત્કાર નથી; તે એક રુદન છે પણ તેમાં આંતરિક વેદના નથી!

આવતી કાલે મને કાયદેસર રીતે ફાંસી દેવામાં આવશે. હું તેને માટે તૈયાર જ છું. મોતને માટે કશી તૈયારીની જરૂર નથી. મોત એટલા માટે જ મોત છે, કે તે આકસ્મિક થાય છે. દરેક મોત આકસ્મિક મૃત્યુ જ છે. મૃત્યુનો સમય નિશ્ચિત જ હોય છે, પણ તે એવી રીતે નિશ્ચિત કરવામાં આવેલો હોય છે કે તે આપણને અવસર વિના જ આવી પહોંચેલો લાગે છે! જો આપણને આપણા મૃત્યુનો સમય અગાઉથી માલૂમ હોત, તો આપણે આપણી આખી જિંદગી મૃત્યુની જ તૈયારીમાં વ્યતીત કરત અને પછી જિંદગી એવી થઈ જાત કે જેવી સ્થિતિ રેલ્વે સ્ટેશન પર ગાડી આવવાની રાહ જોઈ રહેલા ઊતારૂઓની હોય છે.

( ૨ )

મેં મારી કોઇ પણ ઇમારતનો પાયો મજબૂત રાખ્યો નહોતો. મારી ઇચ્છાની અટ્ટાલિકાઓ, મારી આશાઓનો મહેલ, મારા ઇરાદાના કિલ્લા, એ બધું મજબૂત અને સુંદર હતું, પરંતુ એ બધાની સમાલોચના કરતી વખતે મને માલૂમ પડે છે, કે એ બધાના પાયા તદ્દન કમજોર હતા. શરૂઆતમાં મેં જ્યારે અદાલતની અંદર ગુન્હેગાર હોવાનો ઇનિકાર કર્યો, ત્યારે લોકો મને સાચો સમજતા હતા. તેઓને વિશ્વાસ હતો, કે હું કદાપિ મારી પત્નીનો ઘાતક ન હોઇ શકું. મારો જન્મનો સાથી મારો મિત્ર અરશદ પણ મને નિરપરાધી સમજતો હતો, જોકે તે મને બચપણથી સારી પેઠે ઓળખી ચૂકેલો છે. એવા લોકો મારી ઉપર રહેમ દાખવતા હતા અને મારી પ્રત્યે દિલસોજી દર્શાવતા હતા. કેટલાક લોકો એવા પણ હતા, કે જેઓ મને જૂઠો માનતા હતા. i મજ એવી હતી, કે રજિયાનું ખૂન મેં મારે હાથે કર્યું છે. આ લોકોને મારી દયા આવતી હતી, પરંતુ તેઓ

મને તિરસ્કરણીય સમજતા હતા.

એ બેઉ પ્રકારના લોકો ભૂલ કરતા હતા. ખરી વાત એ છે, કે મેં પોતે રજિયાનું ખૂન કર્યું છે. આ જમણો હાથ કે જે આત્મકથા લખી રહ્યો છે, તેણે લાંબી આંગળીઓ વડે રજિયાનું ગળું દબાવીને તેના જીવનદીપકને હોલવી નાંખ્યો છે.

અદાલતમાં જ્યારે મેં ગુન્હાનો ઇનિકાર કર્યો, ત્યારે કેટલાકો એમ માનવા લાગ્યા હતા કે હું જૂઠું બોલું છું. પાછળથી જ્યારે મેં ખૂન કરવાનું કબૂલ કર્યું, ત્યારે લોકો માનવા લાગ્યા કે હું સાચું બોલ્યો. પરંતુ ગુન્હાનો ઇનિકાર કરતી વખતે મારા દિલમાં જે સચ્ચાઇ હતી તેજ સચ્ચાઈ ગુન્હાનો એકરાર કરતી વખતે પણ મારા દિલમાં હતી. હું એક નથી, બે છું, માની લો કે હું દસ-વીસ છું ! મારી જિંદગીની આ છેલ્લી ક્ષણોમાં મને માલૂમ પડે છે કે મારી એકલી હસ્તીમાં પણ બહુતા કેવી રીતે હતી. રજિયાને ચાહનાર, તેની ઉપર હજારો જાન કુરબાન કરનાર, એ એજ ઇનિસાન હતો, કે જે અત્યારે તેનું ખૂન કરવાની સજામાં ફાંસીને લાકડે ચડનાર છે, તે હું કેવી રીતે માની શકું ? જો એક જ હોઉં તો માત્ર હું એટલું જ કહી શકું કે મારો રજિયાની ઉપર પ્રેમ હતો એ વાત કેવળ જૂઠી છે, નાપાયાદાર છે. છતાં એ વાત જૂઠી તો નથી જ. હું કોણ છું તેની મને કાંઈ સમજ પડતી નથી, છતાં મને લાગે છે કે હું એક કમજોર ઈન્સાન છું. બધા ઈન્સાનો કમજોર જ હોય છે.

રજિયાની સાથે લગ્ન થયે બે વર્ષ વીતી ગયા છતાં, તેનાં પત્થર દિલનાં માતાપિતાએ હજીસુધી મને માફી આપી નથી. રજિયાએ મારી સાથે લગ્ન કર્યું તેટલા માટે હજી તેઓ નારાજ છે. મારા મહોલ્લાના લોકો આજસુધી મારા લગ્નને એક જાતનો

વિષયવિલાસ કિંવા ગુંડાપણાનું લગ્ન સમજે છે, કારણકે અમારૂં લગ્ન રજિયાનાં કુટુંબીઓની મરજી વિરૂદ્ધ થયું હતું. અમારા મહોલ્લામાં જો સુંદર કન્યા વધારે હોત, તો થોડાં બીજાં માબાપ પણ અત્યારે પોતાની પુત્રીઓ ઉપર નાખુશ થઈ ગયાં હોત. તેઓ સમજે છે કે તેમની પુત્રીઓ મારા પંજામાં ન આવી તે તેમની ઊંચી ઓલાદ, તેમની સંતતિની પવિત્રતા અથવા તેમના સતીત્વ-પ્રેમને આભારી હતું! કેવો મજાનો ખ્યાલ છે! તેઓ પોતાની પુત્રીઓની પવિત્રતા માટે ગર્વ લે છે, પરંતુ જાણતા નથી કે તેમની પુત્રીઓની પવિત્રતાનું સર્ટીફીકેટ માત્ર તેમની કલ્પનાઓ-માંથી જ જન્મ્યું છે! જેઓ મારા હાથમાંથી બચી ગઈ છે, તેમનાં માતાપિતાને કહી દો કે તેમાં તેમની પુત્રીઓના સતીત્વનું કે પવિત્રતાનું કારણ નથી, પરંતુ મારી પવિત્ર દૃષ્ટિ તેના કારણરૂપ હતી. મારી મહત્તાએ જ તેમાંની કોઈને મારી બીબી તરીકે મંજૂર રાખી નથી. આ પવિત્રતાના પુજારીઓ, નીતિના જાણકાર અને નૈતિક ભાવોની દુહાઈ ફેરવનારાઓ સમજે છે કે, મેં રજિયાને તેની બદચાલના સબબથી મારી નાંખી! ઓ ખુદા! જો તારે મને ફાંસી જ દેવી છે તો આ એક જ ખૂનને કારણે શામાટે? મારી રજિયાની બદનામી કરનારાઓનાં વધુ ખૂનો કરવાની તક તેં મને કેમ ન આપી?

(૩)

રજિયાને કોણે મારી નાંખી? શું મેં? એમ ન કહો. તમે રજિયાની પાસે જઈને પૂછી લ્યો. તે કદાપિ મારૂં નામ નહિ લે. મેં તેનું ખૂન કર્યું છે, એમ તેનું દિલ માનવાની જ ના કહેશે. તે સારી પેઠે જાણે છે કે આખી દુનિયાથી આગળ વધીને હું તેની ઉપર મુહબ્બત રાખતો હતો. તમે ખાતરીથી માનજો કે તે મારી એ મુહબ્બતની કદર કરતી હતી. ફક્ત મારીજ ખાતર તેણે

આખી દુનિયાનો રોષ પોતાને શિરે વહોરી લીધો હતો અને જે જે મુસીબતો મારી ઉપર આવી પડી હતી તેની તેણે મારી સાથે રહીને બરદાસ્ત કરી હતી. બરાબર વખતસર મારે માટે ભોજન તૈયાર કરવું અને બહુજ ઠાઠમાઠથી મારો પલંગ સજાવવો, એને તો તે પોતાના જીવનનાં પરમ કર્તવ્યો સમજતી હતી. ગરમીના દિવસોમાં બપોરનો બધો વખત તે મને પંખો નાંખ્યા કરતી, રાત્રે મોડે સુધી તે મારી રાહ જોતી જાગતી બેસી રહેતી; હાય, હાય! તમે એમ ન કહો કે તેને મેં મારી નાંખી છે.

તમે તેને જ પૂછી લ્યો...સ્ત્રી જો ચાહે તો પુરૂષની જિંદગીને ત્રાહિ ત્રાહિ પોકરાવી શકે છે. પ્રકૃતિદેવીએ–કુદરતે, જિગરને તોડવાની જે રીતો છે તે બધી રીતો સ્ત્રીને શીખવી રાખી છે. પુરૂષોને જિગર એટલા જ માટે કુદરતે આપ્યું છે કે તેને સ્ત્રીઓ બેપરવાઇથી તોડી–ફોડી નાંખ્યા કરે. પુરૂષની આંખો એટલા માટે છે કે તે આંખો વડે કાંતો સ્ત્રીને તે જુએ અને કાંતો રૂએ. સ્ત્રી પુરૂષની આંખો પાસેથી ખંડણી વસૂલ કરવા માંગે છે: એ ખંડણી પોતા પ્રત્યેના પુરૂષના દૃષ્ટિપાતના રૂપમાં હોવી જોઇએ. આ જ દોલતને જોરે તે દિલના પ્રદેશ પર રાજ્ય ચલાવી રહી છે. તેનો સંકલ્પ જુલ્મ અથવા સીતમ હોય છે, એટલે તે સામે બળવો ઉઠાવ્યા વિના બીજો કશો ઉપાય નથી. પરંતુ મેં રજિયાની સામે કદાપિ બળવો ઉઠાવ્યો નથી–મેં તેનો દ્રોહ કર્યો નથી. હું માત્ર એટલુંજ ઇચ્છિતો હતો કે રજિયા મારી પર પ્રેમ કરે. તે બરફ જેવી હતી, હું ઇચ્છિતો હતો કે હું તેને આગ બનાવી દઉં. તે ઠંડી હતી, હું ઇચ્છિતો હતો કે તે ગરમાગરમ બની જાય. તે ચૂપચાપ પાણીની પેઠે વહી જતી હતી, હું તેને અગ્નિજ્વાળાની પેઠે ભભૂકાવી દેવા ઇચ્છિતો હતો. શાન્ત–નીરવ રાત્રિઓમાં હું કેટલીએ વાર–કલાકોના કલાકો સુધી રજિયાને મારી દૂંફ ભરી

બાથમાં લઇને, દર્દભર્યા ઉચ્છ્વાસો સાથે પ્રેમનીતરતા શબ્દોમાં મારા પ્રેમની કહાણીઓ કહેતો. તેને મારા મનોમંદિરની દેવી, હૃદયની અધિષ્ઠાત્રી અને મનોરાજ્યની મહારાણી સમજીને પૂજારીની પેઠે તન–મન–ધનથી હું તેની પૂજા કરતો. તે મૂર્તિની પેઠે–પાષાણની પ્રતિમાની પેઠે–માત્ર બેસી રહેતી. હું તેને કહેતોઃ "ઓ મારા દિલ પર હકુમત ચલાવનારી સમ્રાજ્ઞી! હું તારો એક નાચીજ ગુલામ છું. તારી સેવા કરવી એ મારે માટે સ્વર્ગના જીવન બરાબર છે. બોલ, મારા પર તારો પ્રેમ છે કે નહિ?" પણ તે કશું ન બોલતી! હું તેનું કાંડું પકડીને મચડતો, તોપણ તે કશું બોલતી નહિ. તેના ચહેરા પર તકલીફની–દુઃખની સહજ અસર માલૂમ પડતી, તેથી મને ખુશાલી પેદા થતી; તોપણ તે કશું બોલતી નહિ. તમે કહેશો કે શરમને લીધે તે તેમ કરતી હશે; પણ તમને સ્ત્રીઓનું કશું જ્ઞાન નહિ હોય. તમે ફક્ત પુરૂષ છો, પણ તમારામાં પુરૂષત્વ નથી. તમારી આકાંક્ષાઓ મામુલી છે. તમને માત્ર નાની–નાની વાતો ખુશ કરી શકે છે. ઓ ક્ષુદ્ર મનુષ્યો! તમે મને કશું ન કહો!

જો હું રાત્રે મોડો ઘેર જઉં, તોપણ તે મને કશું કહે નહિ. તે મને પૂછે પણ નહિ કે હું રોજ રોજ કેમ મોડો આવું છું. જ્યાં પ્રેમ હોય છે, ત્યાં પ્રેમની તરસ પણ હોય છે. વિરહિણી પ્રમદાને મન એમ થયાં કરે છે, કે મારો પતિ મારી પાસે રહે. સહવાસમાં થોડો જ વખત ગાળવા માટે સ્ત્રી પતિ પર ગુસ્સે પણ થાય છે. અરે, એક બીજાના સહવાસમાં રહેવા માટે તો સ્ત્રીપુરૂષોમાં કેટલાંયે રીસામણાં–મનામણાં અને ઝગડા થાય છે! પણ રજિયાએ મને કદી પૂછ્યું નથી કે "તમે મોડા કેમ આવ્યા? ક્યાં ગયા'તા?" પછી હું કેવી રીતે જાણું કે તે મારી રાહ જોઈ રહી હશે? મેં ઘણીયે વાર તેને

પૂછયું હશેઃ "રજિયા ! હું મોડો ઘેર આવું છું, તેથી તને ગુસ્સો કે કંટાળો આવતો નથી ? તને કાંઈ વહેમ આવતો નથી ?" તેનો જવાબ તે એવો આપતી કે "આપની કોઈ વાત ઉપર મને ગુસ્સો, કંટાળો કે વહેમ આવતો નથી." જો તમને તમારી સ્ત્રી આવો જવાબ આપે તો શું તમે સંતુષ્ટ અને પ્રસન્ન થાઓ ? શું તમને તેની ઉપર વિશ્વાસ આવે ? શું તમને એવો ખ્યાલ ન આવે કે જે સ્ત્રીને તમારી કોઇ વાત નાપસંદ નથી તેને તમારી કોઈ વાત પસંદ પણ ક્યાંથી હોય ? શું તેથી તમને એવો વિચાર ન આવે કે ઘરની અંદર તમારી ગેરહાજરીના સમયમાં કેવા વિચારમાં, કેવા મનોરંજનમાં લીન રહેવાથી તમારી સ્ત્રી તમારી ગેરહાજરીને ભૂલી જાય છે અને જરાયે બેચેન થતી નથી ?

પણ તમે સ્ત્રીઓ વિષે જાણો છો શું ? તમને તેનો અનુભવ નથી. એક દિવસ મેં તેને કહ્યું કે "રજિયા ! જ્યારે તું મારી છે, ત્યારે પછી તું તારો વખત વાંચવામાં, સીવવામાં, પરોવવામાં ગાળે છે અને તું મારી સાથે વાતો કેમ કરતી નથી ?" છતાં તે વાંચતી જ બેસી રહી. મેં તેની બધી ચોપડીઓ ફાડી નાખી. મેં તેનાં બધાં કપડાં બાળી નાખ્યાં. તે માત્ર રોતી રોતી ભોજન તૈયાર કરતી હતી. જે પુસ્તકો અને કપડાંને તે મારા કરતાં વધારે પસંદ કરતી હતી, વધારે સારાં સમજતી હતી, તેને માટે તે રોતી રહી. મારા દિલમાં તે વખતે એક વિચાર આવ્યો, પણ મેં તે વિચારને દબાવી દીધો અને હું મૂઠીને બંધ કરીનેજ રહી ગયો. બે દિવસ હું તેનાથી રોષમાં જ રહ્યો, પણ તેણે મને ન મનાવ્યો. તમે કહેશો કે તે ડરતી હતી; તો પછી હું પૂછું છું કે બેદરકારી, બેપરવાઈ અને ઉદાસીનતા કોનું નામ ?

કાલે ફાંસીના માંચડા પર મારી જિંદગીને ખતમ કરી નાંખવામાં આવશે. હું તેથી ખુશ છું. રજિયાને મારી નાખ્યા પછી મારે જીવતા રહેવું એ નકામું છે. જે પતંગ દીપક બળતો હોય ત્યારે જ મરી જવું જોઈએ, તે પતંગ દીપક હોલવાઈ ગયા પછી પણ જીવતો રહે તો તે ઈશ્કની ખામી–પ્રેમની હાંસી છે. રજિયા! તું મને માફ કરજે; જગતની મારીની મને પરવાહ નથી. દુનિયામાં જો હું કોઈ સ્ત્રી પ્રત્યે વફાદાર ન રહ્યો હોઉં તો તેનો દોષ મારે શિરે રહેતો નથી. એક રાતને માટે તે સોળે કળામાં ખીલી નીકળેલો પૂનમનો ચંદ્ર બની રહેતી અને પછી બસ! સ્ત્રીને થોડા સમય માટે મનોરંજનના સાધન કરતાં વધારે કાંઇ સમજવી તે સદ્‌વિચારનું ખૂન કરવા બરાબર છે. જો આથી દુનિયા મને દોષિત સમજતી હોય તો મને તેની પરવા નથી. મને કાલે મારી નાખવામાં આવશે, એથી વધારે કઈ સજા દુનિયા કોઇને કરી શકવાની છે? તેથી વધારે બદલો તે શું લઈ શકવાની છે? અફસોસ! જો મને માલુમ હોત કે મારી પાસેથી આવી રીતે બદલો લેવામાં આવશે તો જે પાપો મેં કર્યાં નથી તે કરવાની લાલસા આજે હૃદયમાં ન રહી ગઈ હોત. આજે એ ગુન્હાઓ કરવાની મજા ચાખવાની આકાંક્ષારૂપી આગ હૃદયમાં ન ધીકતી હોત. પછી હું શું રજિયાની સાથે લગ્ન કરત? એ તમે શું કહો છો? જેણે જીભે મને કદાપિ પ્યારથી બોલાવ્યો નથી, જેણે ચૂપ સિવાય બીજો જવાબ પણ દીધો નથી, જેણે પોતાના હૃદયની સ્થિતિ મારાથી હમેશાં છુપાવી રાખી હતી, જેના હૃદયને મારા સ્થાયી પ્રેમનો ભાવ કે હૃદયને ભસ્મ કરી નાંખનારા ભડકા પ્રજ્વલિત કરી ન શક્યા, જેના હૃદયને મારા ઇશ્કનો પ્રલયકારી ભૂકંપ કદી ન હલાવી શક્યો, તેની સાથે શું હું લગ્ન કરત? એ તમે બોલો છો શું?

(૪)

સુદી પૂનમની ચાંદનીમાં તે સફેદ કપડાં પહેરી થાકીપાકી સૂઈ ગઈ, અને હું તેની પાસે બેઠો બેઠો કંપતે હોઠે, ધ્રૂજતે શબ્દે મારા દિલની બેચેનીનું બયાન કરી રહ્યો હતો. હું કહેતો હતોઃ

"રજિયા! તેં મારા પર એવો તે કેવો જાદૂ કર્યો છે કે જેથી મારા શરીરમાં જે પ્રાણ છે તે તું જ છે, મારી આંખોનું નૂર છે તે તું જ છે, અને મારા દિલનો ધ્વનિ પણ તું જ છે, એવું મને લાગ્યા કરે છે?! 'મારૂં જીવન' 'મારૂં સુખ' 'મારૂં સર્વસ્વ' એવું હવે કાંઈ રહ્યું જ નથી; તે બધું તું જ છે. તારા વિના હું આ દુનિયામાં ક્યાંય સુખ પામી શકું તેમ નથી. રજિયા, માત્ર તેને જોઇને જ મારા હૃદયમાં હજારો આનંદની લહેરો ઊઠે છે, આકાંક્ષાઓનું તોફાન હૃદયમાં જાગે છે. તને એક વાર જોઈ, એટલે મારી જિંદગીની દિલરૂબાના તમામ તાર ઉપર વાયુની લહેર ફરી વળતી હોય અને મધુર ગુંજારવ છેડી જતી હોય તેવું લાગે છે. મારા દિલમાં જે સંગીત ગુંજી રહ્યું છે તે તું જરા સાંભળ તો ખરી! બોલ, તું તે સાંભળે છે?" પણ તે કશું ન બોલી. મેં પૂછ્યુંઃ "રજિયા! તું સાંભળે છે?" તે બોલીઃ "હા, સાંભળું છું." મેં કહ્યુંઃ "શું તારા હૃદયમાં સંગીત નથી? શું તે સંગીત તું મને સંભળાવવા નથી ઇચ્છતી?" પણ તે કશું ન બોલી. મેં એના બેઉ બભા પકડ્યા અને બહુજ આજીજી અને વિનયથી કહ્યુંઃ "રજિયા! કાંઇક તો કહે." તેણે કાંઈ ન કહ્યું અને કહ્યું તે માત્ર એટલું જ કે "હું શું કહું?" હું તેના મુખડા તરફ જોઇ રહ્યો. તેની બંધ આંખોને હું ગાંડાની પેઠે નિહાળતો રહ્યો. તેના હોઠને નિશ્ચલતાથી દેખી રહ્યો. તેના ચહેરામાંથી ટપકતી બેપરવાઇને જોતો રહ્યો.

તેની બેદરકારી, બેપરવાઈ, વિરક્તતા, ઉદાસીનતાની હું બરદાસ્ત ન કરી શકયો. મારા હાથ તેના ગળાની નજીક પહોંચી ગયા. મારી જબરદસ્ત ખ્વાહીશે–મારી પ્રબળ ઇચ્છાશક્તિએ મારી આંગળીઓને પોલાદની બનાવી દીધી. મારો નીચલો હોઠ મારા દાંતોથી કપાઈ ગયો, મારા જમણા હાથના પંજો સંકોચાતો ગયો, એટલે તેની આંખો ઊઘડી ગઈ. મને તેની આંખોમાં ભયનું દર્શન થયું, પણ તે મ્હોંથી કશું ન બોલી. મારા પંજાની પકડ વધારે મજબૂત થતી ગઈ. તેણે કાંઇક કહ્યું, પણ તેના ઉચ્ચારમાં સ્પષ્ટતા નહોતી. હું તેનું ગળું ભીંસતો જ ગયો. જ્યારે મારો હાથ વધારે ભીંસી ન શકયો અને તેનો દુનિયા સાથેનો સંબંધ તૂટી ગયો, ત્યારે જ હું થોભ્યો. ચંદ્ર અને તારા મને અંધકારમય દેખાયા. મારી આંખોમાં શાહી પથરાઈ ગઈ. મારૂં ગળું સુકાઈ ગયું. હું એક ચીસ નાખીને રજિયાને વળગી પડચો. બૂમો મારી મારીને હું તેને પૂછવા લાગ્યોઃ "રજિયા! મારી પ્રાણપ્રિયા! મારૂં સર્વસ્વ! તું કેમ ચૂપ થઈ ગઈ છે? તને કોણે મારી નાંખી છે? રજિયા! મારી પ્યારી રજિયા! તારો ખૂની કોણ છે?" તે કશું ન બોલી. કયાંથી બોલે? તે બિચારી તો મરી ગઈ હતી, મારા જમણા હાથથી મરી ગઈ હતી, મેં તેને મારી નાખી હતી. કાલે હું મરી જઈશ. તેણે મારૂં દિલ દુઃખાવ્યું હતું. હું તેને માટે મરતો હતો, તે મારી ખિદમત કરતી હતી.

ઇશ્વિરી કાયદો કોઈને છોડતો નથી. પુરૂષ સ્ત્રીસ્વભાવનો અભ્યાસ કરે છે, ખૂબીથી તેની પારખ કરે છે, એવા હેતુથી કે તેની ઇચ્છાઓને બહુ જ સારી રીતે પોતે પૂરી કરે. તે તેની ઇચ્છા શી છે તે ઢૂંઢી રહે છે, કે જેથી તેની પોતે પૂર્તિ કરી શકે. સ્ત્રી જાદૂ કરીને પુરૂષને ગાંડો બનાવી મૂકવાનું જ માત્ર જાણે છે. તે પુરૂષને સહેલાઇથી ગાંડો બનાવી દે છે. તે પુરૂષને

સુખશાન્તિથી ઊંઘ લેવા દેવાનું નથી જાણતી. તે પુરૂષને આંધળો બનાવી દે છે, પણ પોતાની નજીક પહોંચવાનો રસ્તો તેને નથી બતાવતી. રજિયાએ આખી દુનિયાને નારાજ કરી હતી, એટલા માટે કે પોતે ખુશ થાય અને મને તે ખુશ કરે. મેં તેને મારી નાખી, કારણકે તે મને ખુશ ન કરી શકી. જગત એક મૂર્તિમંત ગોટાળોપીંડાળો છે અથવા બેકાયદાગીરી છે, સ્ત્રીનો પ્રેમ માત્ર એક કહાણી છે, આત્મા એ શરીરનું બીજું નામ છે, એક જિંદગી કાંઈ કાંઈ જિંદગીઓની બનેલી છે; આજેમે કાંઈ છો, ખુદાત જાણે કાલે તમે શું હશો!

[આ પત્નીઘાતક કાસમની આત્મકથા અલાહાબાદની એક જેલમાંથી વર્ષો પૂર્વે મળી આવેલી અને તેને ફાંસીએ ચડાવ્યા પછી જેલરની પરવાનગીથી તે એક ઉર્દૂ પત્રમાં પ્રસિદ્ધ થયેલી. પં. કૃષ્ણકાંત માલવીયે તેને પોતાના એક પુસ્તકમાં હિંદીમાં ઉતારેલી તેનો આ અનુવાદ છે.]

●

શાન્તાના પતિનું મરણ થયાને આજે બરાબર એક માસ પૂરો થયો હતો. તે ચૈત્રી પૂનેમ હતી અને આજે વૈશાખ માસની પૂનેમ હતી. તે સમય સાંજના પાંચ વાગ્યાનો હતો અને અત્યારે પણ સાંજના પાંચ વાગ્યા હતા. શાન્તાને સાંભરી આવ્યું:-"અહો! કુટિલ કાળના મુખમાં તે જઈ પડ્યા તેને આજે જોતજોતાંમાં મહિનો પણ વીતી ગયો! સાંજના ચાર વાગતાં સુધી તો તે બોલતા-ચાલતા હતા, મને બિછાના પાસે બોલાવીને હિંમત આપી હતી, માલતીને સારી પેઠે ભણાવવાની સૂચના કરી હતી, અને ત્યારપછી એક કલાક -દોઢ કલાક થયો ત્યાં તો પ્રુંક ઊડી ગયા! અરેરે પ્રભુ! તરુણ અવસ્થામાં મારે શિરે વૈધવ્યનું દુઃખ નાંખી તારે વળી શી શી લીલાઓ કરવાની હતી? કયા કયા હેતુઓ સાધવાના હતા?" પતિના મરણસમયનો દેખાવ સાંભરી આવતાં શાન્તાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

તેણે ખડકી તરફ નજર કરી તો માલતીને હાથમાં દફતર લઇને નિશાળેથી દોડતી આવતી જોઈ. પોતાનું મનોદુઃખ પુત્રીને નહિ જાણવા દેવાને શાન્તાએ આંસુ લૂછી નાંખ્યાં.

ઘરમાં પેસતાં જ નિર્દોષ માલતીએ દફતર એક બાજુએ

મૂકી દીધું અને ટોપી પણ તે ઉપર મૂકી સત્વર તે માતા પાસે દોડી ગઈ અને અત્યંત આનંદ પામતી હોય તેવી રીતે બોલી: "બા, હું તને એક સવાલ પૂછું, તે તને આવડશે?"

શાન્તાએ પુત્રીને ખોળામાં બેસાડીને તેને માથે વાત્સલ્ય-પૂર્વક હાથ ફેરવતાં કહ્યું: "એ તો સવાલ પૂછે ત્યારે ખબર પડે!"

"ત્યારે કહે જોઈએ, એક કાગડો વધારેમાં વધારે કેટલાં વરસ જીવતો હશે?"

"કાગડો? તે તો હું નથી જાણતી, બહેન! પણ બે ત્રણ વર્ષ તો તે જરૂર જીવતો હશે, એમ ધારું છું."

માલતી માતાના ખોળામાંથી ઊઠીને ખડખડાટ હસી પડી અને માતાની સામે જોઇને તાળી બજાવતી બોલી: "વાહ રે વાહ! ભલું આવડ્યું! કાગડો શું બે-ત્રણ વર્ષ જ જીવતો હશે?"

"ત્યારે શું આઠ-દસ વર્ષ જીવતો હશે?" શાન્તાએ બીજું અનુમાન કર્યું.

માલતી વધારે હસીને માતાના ક્ષુલ્લક જ્ઞાનને હસી કાઢતી બોલી: "એ પણ ખોટું. ત્યારે હું કહું? તું સાચું માનીશ?"

"હા, કહે જોઈએ."

"કાગડો વધારેમાં વધારે પચાસ વર્ષ જીવે છે!!"

શાન્તા આશ્ચર્ય દર્શાવતી બોલી: "પચાસ વર્ષ?! એ તો નવાઈની વાત!"

"આજે અમને મહેતીજીએ નિશાળમાં એવું શીખવ્યું છે. અને કહે, એક મધમાખી કેટલું જીવતી હશે?" પુત્રીએ માતાને બીજો પ્રશ્ન પૂછ્યો.

"સાઠ-સીતેર વર્ષ જીવતી હશે ખરી!"

માલતી પુનઃ હસી પડી અને બોલી: "ખોટી વાત! મધમાખી

એથી ત્રણ વર્ષ જ જીવે છે!"

"બસ! તેં કાગડાની ઉંમર કહી તે ઉપરથી અનુમાને મેં મધમાખીની ઉંમર કહી હતી, તે પણ ખોટી નીકળી!"

"ઠીક–ઠીક; પણ એમાંથી તને મધમાખી ગમે કે કાગડો એ હવે કહે જોઈએ!" માલતી જવાબ સાંભળવાને આતુર દૃષ્ટિથી માતાની સામે સસ્મિત વદને જોઈ રહી.

"મને તો કાગડો ગમે."

"એમ કેમ?"

"કારણ કે કાગડો પચાસ વર્ષ જીવે છે! થોડું જીવતર દુઃખ ઊપજાવનારું છે; જોને, તારા મોટા ભાઈ (પિતા) પચીસ વર્ષની નાની વયે સ્વર્ગવાસી થયા, તેથી આપણને કેટલું દુઃખ થયું? તેમને પણ મરતાં મરતાં કેટલું દુઃખ થયું હશે?" આંખમાં ઝમી આવેલાં આંસુ લૂછતી શાન્તા બોલી: "માટે બ્હેન! ટૂંકું જીવતર મને સારું લાગતું નથી!"

"ના, ના, બા, તને કાગડો ગમે એ તો સારું નહિ!" ઓરડાની બહાર કાંઈક ખડખડાટ થવાથી માલતીની નજર તે તરફ ગઈ અને તે બોલી: "જો જો, સીંકા ઉપર પેલો કાગડો બેઠો! તેના મ્હોંમાં કાંઈ ગંદું–ગંદું છે; તેને ઉડાડ, નહિ તો દૂધની તપેલીમાં ચાંચ બોળશે!"

શાન્તા કાગડાને ઉડાડીને પાછી ઓરડામાં આવી.

"જો બા! આવો ગંદો કાગડો તને કેમ ગમે છે? અમારી મહેતીજીએ તો શીખવ્યું છે કે કાગડા કરતાં મધમાખી સારી."

"મધમાખી તો બહુ જ થોડું જીવે છે."

"હા, થોડું જીવે છે, પણ એ થોડા જીવતરમાં એ કેવું મજાનું મધ એકઠું કરીને લોકોને ખાવા આપે છે? અને કાગડો

પચાસ વર્ષ જીવે છે તે બધાં યે વર્ષ ગંદકી ચૂંથવામાં ગાળે છે !"

શાન્તા પુત્રીની ડહાપણભરી વાત મૂક વદને સાંભળી રહી.

"વળી સાંભળ તો ખરી! મધમાખી આખું જીવતર મહેનત કરીને તેનો લાભ બીજાને આપે છે, એટલે કે તે પારકા પર ઉપકાર કરે છે. ત્યારે કાગડો તો જીવે ત્યાંસુધી લોકોને રંજાડે છે–તે પોતા માટે કે પારકા માટે કાંઈ સારું કામ કરતો નથી."

શાન્તા પુત્રીના કથનનો મર્મ તો સમજી ગઈ; પરન્તુ પુત્રીની એ વિષયની સમજને વધારે કસી જોવાને તેણે કહ્યું: "પણ એમ કરતાં યે તે પચાસ વર્ષ જીવી શકે છે ખરો ને!"

માલતી બોલી: "તે જીવી શકે છે, પણ તેને 'જીવતાં આવડતુ' નથી ને? મધમાખીને તો જીવતાં આવડે છે. જેને થોડું પણ સારું જીવતાં આવડે તે સારું પ્રાણી અને લાંબું પણ ખોટું જીવે તે ખરાબ પ્રાણી કહેવાય, એવું આજે અમે નિશાળમાં શીખ્યાં છીએ!"

જીવવાની પણ "આવડત" જોઈએ, મધમાખીને જીવતાં આવડે છે અને કાગડાને આવડતું નથી, એવા પુત્રીના કથને માતાને ઊંડા વિચારમાં પાડી દીધી! મધમાખી અને કાગડાના જીવનની વાર્તા ઉપરથી તેનું ચિત્ત પતિના જીવનની કલ્પના ઉપર ઊતર્યું. તેણે પોતાના મનને કહ્યું: "તે થોડું તો જીવ્યા, પણ તેમને જીવતાં આવડયું હોય તો તેમણે પોતાનું કલ્યાણ તો સાધ્યું કહેવાય. લાંબા અને ગમે તેવા જીવન કરતાં ટૂંકું પણ ભલું જીવન જીવતાં આવડયું હોય તો..."

પણ તેની એ વિચારમાળા એકાએક અટકી ગઈ, કારણકે માલતી રમતી રમતી આંગણામાં ચાલી ગઈ હતી અને તેને ત્યાં

ઉલટી થતી હતી તેનો અવાજ એકાએક શાન્તાને કાને આવ્યો અને શાન્તા આંગણામાં પુત્રી પાસે દોડી ગઈ.

(૨)

બીજા દિવસનું સ્હવાર પડ્યું છે.

શાન્તા રડી રહી છે. માલતીને કોલેરા થયો છે. આખી રાત ઝાડો અને ઉલટી થવાથી તે અચેતન બની બિછાનામાં પડી છે. સાત વર્ષનું સુકોમળ પુષ્પ! પતિના હમેશના વિયોગમાં શાન્તાનું એ મનોરમ રમકડું! અંધકારમય દિશાઓમાં જીવનદોરી રૂપ એકમાત્ર તેજસ્વી કિરણ! તેને પણ અદૃશ્ય થતું જોઇને શાન્તાનું ધૈર્ય રહેતું નથી. તે ડૂસકાં ભરી ભરીને રડે છે. અને કોઇકોઇ વાર તેનાં ડૂસકાં માલતી પણ સાંભળે છે ત્યારે તે પોતાની ચેતનરહિત આંખો ઉઘાડીને માતા તરફ જુએ છે.

માલતીએ દવા પીધી. અર્ધો કલાક ઉલટી બંધ રહી. તેના ચિત્તમાં કાંઈક ચૈતન્ય આવ્યું. તે બોલી: "બા!"

એકઠાં થએલાં સગાંઓને ખસેડીને શાન્તા પુત્રીની પાસે આવીને બેઠી. તેણે કહ્યું: "શું કહે છે, બહેન?"

મ્હોં પર આછું પણ ફિકકું સ્મિત લાવીને માલતી બોલી: "હવે કહે જોઇએ, તને કાગડો ગમે કે મધમાખી?"

"મને મધમાખી ગમે છે, બ્હેન!"

"ત્યારે મહેતીજીએ મને ખરૂં શીખવ્યું હતું, અને તું પહેલાં ખોટું કહેતી'તી!" એમ કહીને માલતીએ આંખો મીંચી દીધી. તત્ક્ષણ તેને જોરથી ઉલટી થઈ.

દશ વાગ્યે દવાની સાથે દૂધ ભેળવીને પાયું પરન્તુ તુરત ઝાડો થઈ ગયો. ચિન્હો બદલાવા લાગ્યાં. સાંજના પાંચ વાગતાં

તો માલતી પણ માતાને એકલી છોડીને પિતાની પાસે જઇ વસી.

* * *

"ઓ મારી ડાહી પુત્રી ! આ બધાં રડે છે, પણ હું શા માટે રડું ? તેં જ મને શીખવ્યું છે કે લાંબું જીવન ભોગવનાર કાગડા કરતાં ટૂકું પણ પરોપકારી જીવન ભોગવનારી મધમાખી વધારે સારી છે, અને તું મારી મધમાખી જ હતી, પછી હું શા માટે રડું ? તેં ટૂંકું પણ પરોપકારી જીવન ભોગવી જીવનને સાર્થક કરી તારૂં પોતાનું કલ્યાણ સાધ્યું છે; પછી હું શાને રડું ? મધમાખીનું જીવન જીવવાનું તેં જ મને શીખવ્યું છે. તારી માતા ઉપર જ તેં મોટો ઉપકાર કર્યો છે. તારો એ ઉપકાર સંભારતાં મને કોઈ વાર રડવું આવશે, પરન્તુ તારા કે તારા પિતાના ટૂંકા જીવન માટે હવે હું કદાપિ નહિ રડું. મારા ટૂંકા જીવનથી પણ હવે મને રડવું ન આવે, દુઃખ ન લાગે તે માટે પણ, મારી માલતી ! તેં કહ્યું છે તે પ્રમાણે હવે હું મધમાખીનું જીવન જીવીશ ! એ જીવન જીવતાં આવડશે ત્યારે જ હું જંપીશ ! એવું જીવતાં આવડશે, તો મારૂં પરમ ભાગ્ય સમજીશ, અને નહિ જીવતાં આવડે, તો પ્રભુને પ્રાર્થના કરીશ કે મારા મનુષ્યાવતારને જલ્દી સંકેલી લે અને મધમાખીનો અવતાર આપ !"

●

હું ગરીબ માતાપિતાને ત્યાં જન્મી હતી. મને સારાં વસ્ત્રો પણ પહેરવા મળતાં નહિ, પછી સોના-ચાંદીનાં ઘરેણાંની તો વાત જ શી? પરંતુ મને યાદ છે કે જ્યારે હું દસ વર્ષની હતી અને કન્યાશાળામાંથી ઘેર જતી ત્યારે પાસેની જ શાળામાં અભ્યાસ કરતા છોકરાઓ મારી સામે જોઈ જ રહેતા. માર્ગમાં પણ જુવાન પુરૂષો પસાર થતા ત્યારે તેઓ મારી સામે એકાદ દૃષ્ટિપાત કર્યા વિના ભાગ્યે જ આગળ વધતા. તે વખતે જ મને ભાન થયું કે મારામાં સુંદરતા હોવી જોઇએ. સુંદરતા કોને કહેવાય તેની મને ખબર નહોતી, પરંતુ સુંદરતા તરફ સૌ આકર્ષાય છે એટલું તો હું જાણતી હતી.

મારી ઉજળી ચામડીની બહેનપણીઓમાં હું સુંદર કહેવાતી નહિ, કારણકે મારા કરતાં વધારે ઉજળી ચામડીવાળી ઘણી બહેનપણીઓ પોતાને મારા કરતાં વધારે સુંદર માનતી હતી; પરંતુ જુવાનોનું આકર્ષણ મારી તરફ જ વધારે થતું હતું એમ હું જોઇ શકતી હતી.

*

પિતા મૃત્યુ પામ્યા, એટલે હું ગરીબ રાંડીરાંડની પુત્રી ગણાવા લાગી. અમારી નાની અને જૂના આચાર-વિચારવાળી

ન્યાતમાં મને કેવો પતિ મળશે તેનો મને કોઈ કોઈ વાર વિચાર થયા કરતો હતો. અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરીને મેં શાળા મૂકી દીધી—ના, માતાએ શાળા મુકાવી દીધી.

હું ગરીબને ઘેર જ જવાની, ત્યાં મારે મહેનતમજૂરી કરવાનાં, મારો પતિ પણ કોઈ સાધારણ ભણેલો અને નાના સરખા પગાર-વાળો જુવાન હોવાનો, એ બધી ગણતરીએ મને વધુ ભણાવવાની માતાને ઇચ્છા થવા દીધી નહિ.

પરંતુ માતાની એ બધી ગણતરી ઊલટી પડી. મરઘાભાઈ દેસાઈનો સુમંત રાંડ્યો, મારી માતાએ દેસાઈને ત્યાં જઈ કહેણ મૂક્યું, દેસાઇ મને ઓળખતા હતા એટલે તેમણે તુરત તે સ્વીકારી લીધું, અને હું ધનવાન, જુવાન, સુંદર ગ્રેજ્યુએટને પતિ તરીકે પામી. તેથી માતાને અને મને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના કોઈ કવિ જ કલમદ્વારા મૂર્તિમંત કરી શકે.

સુમંતની વય બાવીસ વર્ષની હતી, મારી વય સોળ વર્ષની હતી. સુમંત અંગ્રેજી શાળામાં પચાસ રૂપિયાની નોકરી કરતો હતો, પરંતુ મારા સસરાને ત્યાં દેસાઇગીરી હોવાથી જમીન—જાગીર અને ધનનો તોટો નહોતો. ખરેખર, મારા સુખનો કાંઈ પાર નહોતો.

મોટી રકમની પહેરામણીને મારા સસરાએ તુચ્છકારીને ગરીબ કન્યા પસંદ કરી એથી લોકોને ખૂબ આશ્ચર્ય થયું હતું. કોઈ કહેતું કે મારી સુંદરતા પર દેસાઈ કુરબાન બન્યા હતા; કોઈ કહેતું કે સુમંતની મરણ પામેલી પત્ની એક ધનવાન કુટુંબની છોકરી હતી તેનો મિજાજ દેસાઇથી વેઠાતો નહોતો અને તે વડીલોની આમન્યામાં રહેતી નહોતી, તેથી દેસાઈએ ઇરાદાપૂર્વક આ વખતે ગરીબ ઘરની કન્યા જ પસંદ કરી હતી; પણ હું તો માનતી હતી કે મારા સદ્ભાગ્યની રેખાએ જ પૂરૂં જોર કર્યું છે.

હું પરણીને પતિગૃહે આવી. લોકો મારા સસરાને કહેતાઃ "નંદિની પૂરી નસીબદાર છોકરી, નહિતો બાપ વિનાની ગરીબ ઘરની છોકરીને આવી રયાસત અને ગ્રેજ્યુએટ પતિ કયાંથી મળે ?"

મારા પતિને તેના મિત્રો હસતાં હસતાં કહેતાઃ "સુમંત ! તું ખરેખર ફાવી ગયો છે હોં! દહીંથરૂં લઈ ગયો, દહીંથરૂં !"

*

બારેક માસ પૂરા નહિ થયા હોય, એટલામાં એક બાજુએ મારી માતા મરણ પામી, બીજી બાજુએ મારી સાસુ મરણ પામ્યાં.

મારા સસરા હવે અસ્વસ્થ દેખાવા લાગ્યા. તે ઘણી વાર પલંગમાં સૂતા સૂતા છાતી પર હાથ મૂકીને વિચારમાં પડી રહેતા. હું માનતી કે પત્નીના મૃત્યુથી તેમના હૃદયને ધક્કો લાગ્યો હશે, તે કાળ જતાં ધીરે ધીરે ભુંસાઇ જશે. દુઃખના ડાઘને કાળનો ઘસારો જ નાબૂદ કરી શકે છે.

પણ જેમ જેમ કાળ જવા લાગ્યો તેમ તેમ તેમની અસ્વસ્થતા વધતી જણાવા લાગી. અમારા ઘરમાં આછી–પાંખી લાજનું અસ્તિત્વ હતું, એટલે હું જરા આધું ઓઢીને સસરા સાથે વાતચીત કરી શકતી. તેમની અસ્વસ્થતા માટે કોઈ કોઈ વાર હું પૂછતી ત્યારે તે કહેતા: "હમણાં શરદીને લીધે માથું બહુ દુઃખ્યા કરે છે, ક્યાંય ચેન પડતું નથી."

સ્વાભાવિક રીતે જ હું માથું દબાવવાની માંગણી કરતી અને તે હા કહેતા એટલે હું માથું દબાવતી. એક–બે વાર તેમણે પગ દબાવવાનું કહ્યું. મને એ ગમ્યું તો નહિ પણ વિચાર્યું કે ઘરમાં સાસુ નથી, તો તે બિચારા મારા સિવાય બીજા કોને કહે ? હું પગ પણ દબાવતી.

એક વાર હું તેમનું માથું દબાવતી હતી, ત્યારે તેમણે

દર્દના આવેગમાં એકદમ મારા ખોળામાં માથું મૂક્યું! હું એકદમ ઊભી થઈ ગઈ અને થોડી વાર ઊભાં ઊભાં માથું દબાવીને ચાલી ગઈ.

પછી તો કોઈ કોઈ વાર તે મારા સૂવાના ઓરડામાં આવતા અને મારી સાથે વાતો કરવા લાગતા. મને તેમની આ બધી ચેષ્ટામાં દુષ્ટતાનો ભાસ થવા લાગ્યો, પણ સસરા તો પિતાતુલ્ય; મારાથી એ વાત કાંઈ કોઇને કહી શકાય? અને કહું તો માને પણ કોણ?

હું મુંઝાવા લાગી. એ વાત કોને કહું તેનો વિચાર મને થયા કરતો હતો. માતા મરણ પામી હતી, ભાઈ કે પિતા મારે હતાં જ નહિ, પાડોશીઓ પાસે એ વિષે એક અક્ષર પણ બોલી શકાય નહિ; ત્યારે હું એ વાત પતિને કરૂં?

હું એ હિંમત કરી શકી નહિ. એ વિદ્વાન પિતૃભક્ત અને સુશીલ પુરૂષને હું નકામી દુગ્ધામાં નાખું તે પહેલાં તો મને મરણ આવે તો સારૂં એવી જ મને ઇચ્છા થઈ.

મારા પતિનો એક પરમપ્રિય મિત્ર માત્ર પુરૂષોત્તમ હતો. તે અમારે ત્યાં ઘણી વાર આવતો જતો હતો. મારે ને તેને બોલચાલનો પવિત્ર સંબંધ હતો. સૌની હાજરીમાં પણ હું તેની સાથે વાતચીત કરતી. પુરૂષોત્તમની સલાહ લઈને મારા દુઃખનું નિવારણ કરવાનો કાંઇ માર્ગ કાઢવાનો મને વિચાર થયો.

મેં તેને એક પત્ર લખ્યો અને એક અકથ્ય દુઃખના નિવારણ માટે તેને મળીને તેની સલાહ માંગવાના વિચારથી તેને કોઇ સ્થળે મળવાની મેં ઇચ્છા દર્શાવી. એ સ્થળ અને સમય નક્કી કરીને પુરૂષોત્તમે જ મને જણાવવાનું હતું.

પણ બીજે દિવસે એ પત્રે મારા પર જ દુઃખનો પહાડ તોડી પાડયો!

પુરૂષોત્તમના પિતા નારણભાઇના હાથમાં જ ટપાલીએ એ પત્ર મૂક્યો અને સરનામાંના અજાણ્યા અક્ષર જોઇને તેમણે તે ફોડીને વાંચ્યો! બસ, કોઈ પણ સ્ત્રી પોતાના પુત્ર ઉપર આવો પત્ર લખીને પોતાના પુત્રની જિંદગી ખરાબ કરે એ તેમને અસહ્ય લાગ્યું. તે ઘેર કશું બોલ્યા ચાલ્યા વિના એ પત્ર લઇને મારા સસરા પાસે આવ્યા અને તેમના હાથમાં એ પત્ર મૂકી ધુંવાંપુંવાં થતા તેમની પાસેથી જવાબ મેળવવા તાકી રહ્યા.

મારા સસરાએ પત્ર વાંચ્યો અને તે નિ:શ્વાસ નાંખીને બોલ્યા: "નારણભાઈ! બસ, હવે આજથી અમારા કુળનો સૂર્ય આથમવા લાગ્યો, બીજું શું?"

નારણભાઇ કરડાકીથી બોલ્યા: "જુઓ દેસાઈ, આ ગરીબ ઘરની દીકરી લેવાનું ફળ! જે ઘરમાં કોઇની દેખરેખ ન હોય તે ઘરનું છોકરૂં બદફેલી જ શીખે તેનો આ દાખલો. મારા સાળાની કુસુમનું કહેણુ તમે માન્યું નહિ, નહિતો તમને એ છોકરીના ગુણોની મિઠાશ......પણ જવા દો એ વાત! ગઈ તિથિ વાંચવાનો કશો અર્થ નથી. પણ દેસાઇજી! મારે એટલું જ કહેવાનું કે પારકાને બગાડનારી આ તમારા પુત્રની ગૃહલક્ષ્મીને અંકુશમાં રાખજો, નહિતો આમાંથી ભૂંડી થશે!"

મારા સસરાએ મારા પતિને બોલાવ્યા, મને બોલાવી, પુરૂષોત્તમને પણ બોલાવ્યો. મારા પતિ તો શૂન્યમૂન્ય જેવા બેસી રહ્યા, જાણે ડઘાઈ ગયા હોય. પુરૂષોત્તમે કહ્યું કે "મારે આજ સુધી નન્દિની સાથે કશો પત્રવહેવાર થયો નથી, પરન્તુ આ પત્રમાં એવું કશું વાંધાભર્યું નથી કે તમે બધા અકળાઓ છો. મારા જેવા ભાઈને નન્દિની ભાભી જેવી બહેન મળીને કાંઈ દુ:ખની વાત કહેવા ઇચ્છતી હોય..."

નારણભાઈ એકદમ તાડૂકી ઊઠ્યા : "બેસ, બેસ, ચબાવલા! જોયો ન હોય તો નન્દિની ભાભીનો ભાઈ!"

મેં કહ્યું : "પુરૂષોત્તમભાઈ ખરૂં કહે છે. મારે એક દુઃખની વાત તેમને કહેવાની હતી..."

મારા સસરા એકદમ ઉશ્કેરાઇને બોલ્યા: "તારે વળી દુઃખ શાનું, કર્કશા? તેં મારૂં કુળ બોળ્યું, તેં મારૂં મ્હોં કાળું કર્યું..." અને પછી તે એવું એવું બોલ્યા કે તે હું અહીં લખી શકતી નથી. સામો જવાબ આપવાની મારી શક્તિ તેથી જ હરાઈ ગઈ. આવે પ્રસંગે માત્ર ઘરને ખૂણે બેસીને રડવા સિવાય બીજી કઈ શક્તિ આર્ય લલનામાં અવશિષ્ટ રહી છે?

રાત મેં રોઇ રોઇને કાઢી. તે રાત્રે પતિએ મને દર્શન આપ્યું નહિ. પરોઢમાં મને પહેર્યે લુગડે ઘરબહાર કાઢી મૂકવામાં આવી!

*

પતિગૃહનો આશ્રય નાશ પામ્યો. પિતૃગૃહનો આશ્રય હતો જ નહિ, કોઇ સગાંનો આશ્રય લેવાની મને ઇચ્છા થઈ નહિ, એટલે હું ઘર અને ગામ છોડીને અફાટ જગતમાં ઓચિંતી આવી પડી.

પરોઢના ઝાંખા અજવાળામાં હું ગામને છોડીને ક્યાં જતી હતી તેની મને ખબર રહી નહિ.

ચાલતાં ચાલતાં થાકી ત્યારે એક ઝાડ હેઠળ બેઠી અને ત્યાં ને ત્યાં જ હું ઊંઘી ગઈ.

જ્યારે હું ઊઠી ત્યારે સાંજ પડવા આવી હતી. હું ઊઠીને ચાલવા લાગી અને બહુ દૂર ગઈ નહિ હોઉં, ત્યાં કોઈ દેવમંદિરનો ઘંટ વાગતો મેં સાંભળ્યો. નજીકમાં ગામ અને મંદિર હોવાનો

મને ખ્યાલ આવ્યો એટલે હું તે દિશાએ ચાલવા લાગી.

ગામની બહાર એકાંતમાં દેવમંદિર હતું. હું ત્યાં પહોંચી ત્યારે સાંજ પડી ગઈ હતી, દીવા થઈ ગયા હતા, મંદિરમાં આરતી ચાલતી હતી.

આરતી પૂરી થઇ એટલે એકઠા થએલા થોડા લોકોમાં પૂજારીએ પ્રસાદ વહેંચવા માંડયો. ભૂખ એટલી લાગી હતી કે એ પ્રસાદના કોળિયા જેટલા અન્ન માટે પણ પેટ તરફડિયાં મારતું હતું! સૌની સાથે મેં પણ પૂજારી સામે હાથ ધર્યો. પૂજારીએ મારા હાથમાં ઉપરાઉપરી બે વાર પ્રસાદ મૂકયો! મેં ધાર્યું કે ભૂખ્યાનું બીજું કોઈ નહિ પણ પ્રભુ તો છે જ! પ્રભુદ્વારે જ મને અન્ન મળ્યું એ તેનો થોડો ઉપકાર હતો?

કૃતજ્ઞતામાં મેં ઊંચું જોયું, તો મારાં રોમ થરથરી ગયાં! પૂજારીની કામલોલુપ દૃષ્ટિ મારા ભણી તાકી રહી હતી! મારા હાથમાંથી પ્રસાદ પડી ગયો. પૂજારી ગુસ્સે થવાને બદલે મમતાથી બોલ્યો: "બાઇ! તું કયાં રહે છે?"

"જહન્નમમાં રહું છું, તારે શું કામ છે?"

મારા આ જવાબથી તે ભોંઠો પડીને મૂગો મૂગો ચાલ્યો ગયો.

હું મંદિરમાં પાછી ફરવા જતી હતી, એટલામાં કોઇનો હાથ પાછળથી મારા ખભા પર પડયો. મેં પાછું વાળીને જોયું તો તે એક બાઈ હતી, વિધવા હતી.

તેણે કહ્યું: "બાઈ! તું અજાણી અને ગભરાયલી જણાય છે."

મેં કહ્યું: "તેની તમને શી ચિંતા?"

"ભૂખી અને અજાણી સ્ત્રીની ચિંતા એક સ્ત્રીને હોય તેમાં નવાઈ શી? પૂજારીની લુચ્ચાઈ મેં જોઈ છે, અને તારી ભૂખ પણ

મારી જાણ બહાર રહી નથી."

આ સહાનુભૂતિના ઉદ્‌ગારો સસરાનું ઘર છોડ્યા પછી પહેલી વાર મેં સાંભળ્યા હતા. મારી આંખમાં આંસુ ચમકી ઊઠ્યાં.

તે બાઈ બોલી: "બહેન, મુંઝાઈશ નહિ, ચાલ મારે ઘેર."

"તમે કોણ છો?"

"હું આ ગામની કન્યાશાળાની વડી મહેતીજી છું. મારૂં નામ મણીગૌરી."

"તમે મને કાંઈ નોકરી-ચાકરીના બદલામાં ખાવાનું આપશો?"

"હા, આપીશ." તેણે કહ્યું.

હું મણીગૌરીને ત્યાં રસોઈ કરવાને રહી. બીજે દિવસે હું રસોડામાં બેઠી બેઠી રાંધતી હતી, એટલામાં ત્યાં તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ રણજીતભાઈ આવ્યા. તે ઠેઠ રસોડા સુધી આવી પહોંચ્યા અને મને જોતાં જ તેમની આંખોમાં દીપ્તિ પ્રકટી!

રણજીતભાઈએ મણીગૌરીને આજ્ઞા કરી: "આ બાઈને કાલે મારે ત્યાં મોકલી આપજો. મારી જૂની ચાકરડી જતી રહી છે, તેથી ઘરકામમાં બહુ અડચણ પડે છે."

મણીગૌરીને નિરૂપાયે જવાબ આપવો પડયો: "સારૂં સાહેબ!"

*

બીજે દિવસે સ્હવારે હું રણજીતભાઈને ત્યાં જવાને બદલે મણીગૌરીને ઘેરથી નીકળીને ગામ જ છોડી ગઈ. પાછળ કદાચ કોઈ પકડવા આવશે એ ચિંતાને લીધે હું ક્યાંય થોભ્યા વિના જેટલે દૂર જવાય તેટલે દૂર જઈને જ્યારે થાકી ત્યારે થોભી.

હવે ક્યાં જવું? એ મુંઝવણભરેલા પ્રશ્ને મને ભૂતકાળનાં

બધાં દૃશ્યોની હારમાળાનું સ્મરણ કરાવ્યું; એ સ્મરણે મારા ચિત્તમાં જે નવું કિરણ પ્રકટાવ્યું તેના પ્રકાશમાં હું સ્તબ્ધ બની ગઈ.

હું ભણતી'તી ત્યારે છોકરાઓ અને જુવાનો મારા ભણી કેમ તાકી રહેતા હતા ?

મરઘાભાઇએ પોતાના પુત્રને માટે મારા જેવી ગરીબ કન્યાને કેમ પસંદ કરી હતી ?

મારા સસરા મારી સમક્ષ કુચેષ્ટા કેમ કરતા હતા ?

પુરૂષોત્તમ ઉપર નિર્દોષ પત્ર લખવા છતાં મારા પર આળ કેમ આવ્યું ?

છેલ્લી રાત્રે પતિએ પણ મારો ત્યાગ કર્યો અને મારે ઘર કેમ છોડવું પડયું ?

પૂજારીએ મને બે વાર પ્રસાદ કેમ આપ્યો ?

રણજીતભાઈ મને પોતાને ઘેર નોકરડી તરીકે શામાટે રાખવા ઇચ્છતા હતા ?

હું અત્યારે આ રણવગડામાં કેમ આવી પડી છું ?

આ બધી પ્રશ્નોની પરંપરાનો મને એક જ જવાબ મળતો હતો: "નન્દિની ! તું સ્ત્રી છે અને વળી સ્વરૂપવતી છે. તારા સુસંસ્કાર, તારી ભાવના, તારી સુશીલતા, તારા ગુણદોષ–એની કોઇને જરૂર નથી; માત્ર તું સ્ત્રી છે અને તારા એ સ્ત્રીત્વની જ આ દુનિયાને જરૂર છે ! તારા વિચારની કશી કિંમત નથી. આ જગતમાં કિંમત છે માત્ર તારા સુંદર દેહની !"

એ કડવા સત્યનો મને જે ક્ષણે સાક્ષાત્કાર થયો તે ક્ષણે હું ખૂબ રડી.

પણ એ સત્યને હું મારી અસાધારણ શોધ માનતી હતી. પુરૂષ અને સ્ત્રીના જન્મનું કોઈ અભૂતપૂર્વ રહસ્ય મેં જાણ્યું હોય એવું મને લાગવા માંડ્યું.

"હવે હું ક્યાં જઉં ? સસરાને ઘેર ? હા, તેમને મારી જરૂર છે, પણ હું તેમને ઘેર વેશ્યા બનીને રહું તો !" છેલ્લી વાર જ્યારે સસરાએ મને ગાળો દીધી હતી ત્યારે તે એક એવું વાક્ય બોલ્યા હતા કે "તારા કરતાં ચોકબજારની વેશ્યા પણ સારી !"

"જગતમાં મારી કિંમત જો સ્ત્રી તરીકેની જ છે, તો તે ઉપર જીવનનિર્વાહ કેમ ન ચલાવી શકાય ? વેશ્યાના પગની ધૂળ ચાટતાં ઘણાય મોટા માણસોએ પોતાનો સર્વસ્વનો ભોગ ક્યાં નથી આપ્યો ? એ જ ખરૂં જીવન ! પુરૂષો પર સત્તા બજાવી શકાય ! અરે તેમને પગ હેઠળ છૂંદી પણ શકાય !

એ વિચારે મારામાં અદ્‌ભુત શક્તિ ઉત્પન્ન કરી. હું ઊઠી અને નગરમાં પ્રવેશ કરતાં "ચોકબજાર કયાં ?" એ પૂછવા લાગી.

હું ચોકબજાર શોધતી પૂછતી આગળ વધવા લાગી. સાંજ પડી અને મેં એક રસ્તે જનારને પૂછ્યું: "ચોકબજાર કયાં ?"

"બાઈ! આ જ ચોકબજાર, પણ સારા માણસ માટે આ ઠેકાણું ઇષ્ટ નથી."

મને હસવું આવ્યું. મેં એક ખડકીની સાંકળ ખખડાવી. એક બાઈએ બારણું ઉઘાડ્યું અને પૂછ્યું: "કોનું કામ છે ?"

"તમારૂં જ. આ ઘરમાં તમે રહો છો ને ?"

"હું તો નોકરડી છું. આ સુંદરી વેશ્યાનું ઘર છે."

"તે હું જાણું છું; મને ખુદ સુંદરીનું કામ છે."

અમે બેઉ ઉપર સુંદરી પાસે ગયાં. સુંદરીએ પૂછ્યું:

"તું કોણ છે?"

"હું એક સ્ત્રી છું." હું હસતી હસતી તેની પાસે જઈને બેઠી. તે માનવા લાગી કે હું ગાંડી થઈ ગઈ હોઈશ.

સુંદરીએ મારા ખભા પર હાથ મૂકીને કહ્યું: "બાઈ! તું ભૂલી પડી હોય તેમ લાગે છે. આ વેશ્યાનું ઘર છે. અહીં દેહનાં વેચાણ થાય છે."

"ભલે! મને તે જ જોઈએ. અહીં પુરૂષો આવે છે અને રોકડા પૈસા આપે છે ને? બસ, મને તે જ જોઈએ છે. અનેક પરણેલા પુરૂષોના અને અનેક ધનિક વૃદ્ધોના જીવ અહીં જ ભટકતા હોય છે અને તેમના ખજાના અહીં જ ખાલી થાય છે તે હું જાણું છું."

"પણ બાઈ! અહીં ખરાબ માણસો જ આવે છે."

"ભલે આવે! અહીં પુરૂષોનું નિયંત્રણ નથી ને? અહીં વિચાર અને ઇચ્છાનું સ્વાતંત્ર્ય છે ને? અહીં પુરૂષોને લાત મારી શકાય છે ને? તો કુછ ફિકર નહિ, ભલે ગમે તે આવે!"

અને તે વખતે હું જેટલું હસી હતી તેટલું પૂર્વે કોઈ વાર હસી ન હોતી, કારણકે મને મૌલિક લાગતા સંશોધનનો એ આનંદ હતો.

•

કૈલાસગીર બાવો ફરતો ફરતો કેદારેશ્વર મહાદેવ મંદિરમાં આવીને રહ્યો તેને ત્રણેક માસ થયા હત પરંતુ એટલા સમયમાં તેની માતાજીની ભક્તિની છા સૌ કોઈ ઉપર એકસરખી પડી હતી. તે દેવીભક્ત હતો ખરે પરંતુ દેવીભક્તોનાં અપલક્ષણ તેનામાં નહોતાં. વૃદ્ધ વયે પ તેનું શરીર તાંબા જેવું હતું. તે તેના નિયમિત આહાર અ તપશ્ચર્યાના પરિણામ રૂપ હતું. તેની પાસે અંબાજીની મૂર્તિ હત તે મૂર્તિ ચાંદીની હતી અને તેની જ સેવા–પૂજામાં તે આખ દિવસ નિમગ્ન રહેતો. તે માત્ર એક વખત ભિક્ષા માગ ભોજન કરતો. એ સિવાય તેને બીજી કશી સ્પૃહા નહોતી.

પરંતુ આ વૃદ્ધ વયે તેની એક અભિલાષા બાકી ર હતી. તેની અભિલાષા એ હતી કે એક વાર કામરૂ દેશ એટ કે આસામની કામાખ્યા દેવીના મંદિરમાં શતચંડી યજ્ઞ કરવ તેણે પોતાની આ અભિલાષા ઘણી વાર લોકોને મ્હોંએ કહેલ પરંતુ લોકોએ તે ઉપર ધ્યાન આપેલું નહિ. આજે જ્ય કૈલાસગીર માતાજીની મૂર્તિને સ્નાન કરાવતો હતો, ત્ય મહાદેવના મંદિરમાં દર્શનાર્થે આવેલા હરગોવિંદ શુક માતાજીના દર્શનાર્થે કૈલાસગીર પાસે આવ્યા અને હ પૂજા થઈ ન હોવાથી પૂજા થયા બાદ દર્શન કરવાને

આગળ બેઠા. બાવાએ કહ્યું: "શુકલજી! અહીં તો મારી વાત કોઇ સાંભળતું નથી."

હરગોવિંદ શુકલે કહ્યું: "બાપાજી! આપને કોઇએ ખુલ્લી વાત કહી નહિ હોય, પણ હું ખુલ્લી વાત કહી દઉં. આપને કામાખ્યા દેવીના મંદિરમાં શતચંડી યજ્ઞ કરવો હોય તો સહેજે બે હજાર રૂપીઆ જોઈએ, અને એટલા બધા રૂપિયા એકઠા કરી આપવા જેવી અમારા ગામના લોકોની શક્તિ નથી."

કૈલાસગીર તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો અને શુકલજીની સામે જોઈ રહ્યો. તે ધીરે રહીને બોલ્યો: "શુકલજી! આપને કોણે કહ્યું કે મારે રૂપિયા જોઇએ છે? માતાજીના ચરણના પ્રતાપે રૂપિયા તો મારી પાસે જોઈએ તેટલા છે; પણ મારી મૂંઝવણુ બીજી છે."

હવે શુકલજીએ બાવાની વાત ઉપર ધ્યાન દીધું અને કહ્યું: "હં, ત્યારે આપની બીજી જે કાંઇ મૂંઝવણ હોય તે કહો."

"કહું છું, પણ મને ખબર નહિ કે રૂપિયાની વાતથી ભડકીને લોકો મારૂં સાંભળતા નથી. મારી માગણી તો એ છે કે ત્રણ માસ સુધી આ માતાજીની મૂર્તિની ત્રિકાળ પૂજા કરવાનું કોઈ માથે લેશે?"

"હોવે, ગુરૂદેવ! એ કામ હું માથે લઇશ. હું આદ્યશક્તિનો ઉપાસક છું અને આવી મૂર્તિની પૂજાનો લાભ મને મળે તો તો મારૂં પરમ ભાગ્ય." શુકલજીએ કહ્યું.

"ત્યારે મારે બીજું કશું જોઈતું નથી. ત્રણે કાળ બરાબર પૂજા થવી જોઇએ, નહિતો આ મૂર્તિ ચમત્કારિક છે, સમજ્યા?"

"પણ હેં ગુરૂદેવ! આપ માતાજીને સાથે રાખો તો શો વાંધો?"

"આજસુધી હું માતાજીને સાથે લઇને જ ફર્યો છું ને! પણ કામાખ્યા દેવીને મંદિરે પહોંચવું એ બહુ વિકટ કામ છે અને હું વૃદ્ધ થયો છું. દૈવયોગે પર્વતો ચડતાં કે એટલે દૂર પહોંચતાં આ વૃદ્ધ દેહનો માર્ગમાં જ કોઈ સ્થળે અંત આવી જાય તો આ મૂર્તિની શી દશા થાય?"

"હવે સમજ્યો બાપજી! આપ ખુશીથી જાઓ, અને સેવા-પૂજા હું મારે ત્યાં લઈ જઈશ."

શુકલજીનાં આ વચનથી કૈલાસગીરને સંતોષ થયો, અને તે દિવસથી જ તેણે પ્રવાસની તૈયારીઓ કરવા માંડી. આઠેક દિવસ ગયા, એટલે કૈલાસગીરે શુકલજીને બોલાવીને કહ્યું: "શુકલજી! આવતી કાલે હું જવાનો છું. આજે સાંજે તમે પૂજા તમારે ઘેર લઇ જાઓ અને કોઈ પવિત્ર સ્થાને માતાજીને પધરાવજો."

"પણ બાપજી! આપ પાછા ક્યારે આવશો?"

"કહું છું. આજે પોષ માસની પૂનેમ છે. બરાબર ચૈત્રી પૂનેમને દિવસે મારે અહીં માતાજીની સેવા-પૂજા કરવી એવો મારો સંકલ્પ છે, એટલે હું તે પહેલાં જ આવીશ અને નહિતો છેવટે ચૈત્રી પૂનેમની સાંજે તો પહોંચીશ જ. જો હું ચૈત્રી પૂનેમે ન પહોંચું તો તમારે સમજી લેવું કે મારો દેહાંત થઈ ગયો છે અને માતાજીની મૂર્તિની તથા સેવા-પૂજાની તમારે જે કાંઇ વ્યવસ્થા કરવી હોય તે કરજો. પછી તે મૂર્તિ તમારી માલિકીની થઈ એમ તમારે સમજી લેવું."

"ઠીક, બાપજી!"

સેવા-પૂજાની વ્યવસ્થા થઇ, એટલે કૈલાસગીર પ્રવાસે ઊપડી ગયો. ગામના લોકોએ ઉઘરાણું કરી સોએક રૂપિયા એકઠા કરી

બાવાજીને આપવા માંડયા. પણ બાવાજીએ તે ન લીધા અને કહ્યું કે "એ રૂપિયા કેદારેશ્વર મહાદેવના મંદિરને અર્પણ કરી દો."

(૨)

હરગોવિંદ શુકલ અત્યંત ઉમંગથી માતાજીની સેવા-પૂજા કરવા લાગ્યા. એકાદ માસ થઇ ગયો. એક વાર મૂર્તિનું પ્રક્ષાલન કરતાં શુકલજી ચમકયા. તેમણે જોયું કે વાઘ ઉપર આરૂઢ થએલાં માતાજીના પગની પાસે કાંઈ નાના નાના અક્ષરો કોતરેલા હતા! એ અક્ષરોવાળો ભાગ શુકલજીએ બરાબર માંજ્યો તો વંચાવા લાગ્યું: "માથું વાઢે તે માલ કાઢે!" આ વાંચીને શુકલજી આભા બની ગયા. આ પાંચ શબ્દોનું રહસ્ય સમજવાના યત્નમાં તેમનું મસ્તક ભમવા લાગ્યું.

બીજે દિવસે શુકલજીના જ એકના એક જુવાનજોધ પુત્રને સખ્ત તાવ આવ્યો. દિવસ પછી દિવસ જવા લાગ્યા, ઘરગથ્થુ ઓસડ પાયાં, પણ તાવ ઊતર્યો નહિ. નજીકના શહેરમાંથી ડાકટર બોલાવી તેની પાસે છોકરાનું શરીર તપાસાવ્યું. તેણે કહ્યું: "ટાઇફોઇડ ફીવર છે. માવજત સારી રીતે કરજો."

શુકલજીનાં ગાત્ર ગળવા લાગ્યાં. આ માતાજીની સેવા-પૂજામાં કાંઈ ખામી આવી કે શું? ગમે તેમ પણ માતાજીનો કોપ પોતા પર ઊતર્યો છે અને માતાજી પોતાના પુત્રનું માથું વાઢવા તૈયાર થયાં છે એવો ભય શુકલજીના મનમાં પેઠો. જ્યારથી મૂર્તિ ઉપરનું પેલું લખાણ તેમણે વાંચ્યું હતું ત્યારથી શંકા થવા લાગી હતી અને હવે તો તેમને નક્કી જ લાગ્યું કે આ મૂર્તિ દર વર્ષે એક માણસનો ભોગ લેતી હશે અને આ વર્ષે પોતાના પુત્રનો વારો આવ્યો છે. કૈલાસગીર બાવાને શુકલજી મનમાં ગાળો દેવા લાગ્યા, પણ માતાજીની મૂર્તિને ગાળો દેવાની

તેમની હિંમત ચાલે તેમ ન હોતું.

ચૌદ દિવસ ગયા, એકવીસ દિવસ ગયા, અઠ્ઠાવીસ દિવસ ગયા, પણ છોકરાને તાવ ઊતર્યો નહિ અને તે વધુ ને વધુ ગળવા લાગ્યો. "માથું વાઢે તે માલ કાઢે" એ શબ્દોનો અર્થ શુકલજીને વધુ ને વધુ સ્પષ્ટ થતો લાગ્યો. માતાજીને કાંઈ કૂડું પડ્યું હોય તો તેનું નિવારણ કરવા શુકલજીએ પોતાને ઘેર એક વાર હવન કર્યો, બ્રહ્મભોજ કરાવ્યો, પણ છોકરાનો તાવ ઊતર્યો નહિ.

કૈલાસગીર ગયાને પણ હવે તો બે માસ થઈ ગયા હતા અને તેના પાછા આવવાની શુકલજી રાહ જોતા હતા. તે આવે અને તેની પૂજા પાછી સંભાળી લે તો ઠીક એવું તેમના મનમાં થયા કરતું હતું. "પણ મારા છોકરાનું માથું વાઢીને પોતે માલ કાઢવાને મને પૂજા સોંપી ગયો હોય, તે એમ શાનો પાછો આવે ?" એમ મનમાં બોલીને શુકલજીએ દાંત કચકચાવ્યા અને તુરત જ તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

બીજું એક અઠવાડિયું ગયું. છોકરાનું શરીર કેવળ હાડપિંજર બની ગયું, પણ તાવ ઊતર્યો નહિ. આજ મરે કે કાલ મરે ! એવી જ સ્થિતિમાં સાત દિવસ વધુ ગયા એટલે છોકરાનું શરીર એક વાર પરસેવો આવીને ટાઢું પડી ગયું. દોડાદોડી થઇ રહી. એકાદ કલાક સૌ મ્હોં વિકાસીને બેસી રહ્યાં. છોકરો મૂઓ નહોતો પણ તેનો તાવ ગયો અને તેથી તેનામાં પુષ્કળ નબળાઇ આવી ગઈ હતી. હવે સૌને લાગ્યું કે તે મરતાં મરતાં બચ્યો.

શુકલજીને હવે કાંઇક નિરાંત વળી, પરંતુ આ માથું વાઢનારી સેવા–પૂજા પોતાને ઘેરથી ક્યારે જાય એવું તેમના મનને થયા કરતું હતું. ચૈત્રી પૂનેમને હવે પંદરેક દિવસની વાર હતી

અને કૈલાસગીર હજી આવ્યો નહોતો. કદાચ તે ન આવે અને મરી ગયો હોય તો આ મૂર્તિને ક્યાં પધરાવવી તેની શુકલજીને ચિંતા થયા કરતી હતી. જેમ જેમ દિવસ જતા હતા તેમ તેમ કૈલાસગીરના આગમનનો વાયદો નજીક આવતો જતો હતો, અને શુકલજી રોજ સ્હવારમાં બિછાનામાંથી ઊઠતા, ત્યારે સંભારતાઃ "ચૈત્રી પૂનેમને દસ દિવસ બાકી રહ્યા." "આજે છઠ થઇ, નવ દિવસ બાકી રહ્યા." "આજે શુક્રવાર, આવતે શુક્રવારે સાંજ સુધીમાં કૈલાસગીર આવવો જ જોઇએ."

(૩)

શુક્રવારનું પ્રભાત ઊગ્યું, મધ્યાહ્ન થયો, સાંજ પડી, રાત્રિ ગઈ. કૈલાસગીર ન આવ્યો! "થઈ ચૂક્યું. બાવો જરૂર મરી ગયો, હવે માતાજીની મૂર્તિની શી વ્યવસ્થા કરવી?"

ચૈત્ર વદ પડવો અને શનિવારનું પ્રભાત થયું, ત્યાં "હરગોવિંદ શુકલનું ઘર કયું?" એમ પૂછતો કોઇ મારવાડી જુવાન બ્રાહ્મણ શુકલજીને ઘેર આવ્યો. તે લોથપોથ થઇ ગયો હતો અને આવતાં વેંત જ ઓસરીમાં બેસીને બોલ્યોઃ "મને જરા પાણી આપો."

શુકલજીએ પ્રવાસી બ્રાહ્મણ ધારીને પાણી આપ્યું. ભૂખ્યે પેટે તે બે લોટા પાણી પી ગયો અને બોલ્યોઃ "પરોઢિયે પાંચ વાગ્યે હું સ્ટેશન પર ઊતર્યો અને ત્રણ કલાકમાં આઠ ગાઉ ચાલીને અહીં આવ્યો."

શુકલજીએ પૂછ્યું: "તમે ક્યાંથી આવ્યા છો? કેમ આવ્યા છો? મારૂં નામ તમે ક્યાંથી જાણ્યું?"

બ્રાહ્મણ બોલ્યોઃ "સાંભળો શુકલ! મારૂં નામ શિવદત્ત. કૈલાસગીર બાવાની પૂજા આપને ત્યાં છે ને?"

"હા છે; બાવાજી ગઈ કાલ સાંજસુધીમાં આવવા જોઈતા

હતા પણ આવ્યા નહિ, એટલે—"

શિવદત્ત અધવચ્ચ બોલ્યો: "બરાબર છે. તમારું ધારવું બરાબર છે. બાવાજીનો દેહાંત થયો છે. કામાખ્યા દેવીના મંદિરની જાત્રાએ હું ગયો હતો. ત્યાં બાવાજીએ મોટો હવન કર્યો, શાંતચંડી કરી, બે બ્રહ્મભોજ કર્યા, પુષ્કળ ધન વાપર્યું. એમની સિદ્ધિની શી વાત કહું?"

"હં, બાવાજીની અભિલાષા તો પૂરી થઇ, પણ દેહાંત કેવી રીતે થયો?"

"દેહાંત થયો ખરો, પણ શાથી થયો તેની મને સમજ પડતી નથી. બાવાજીએ હવન કર્યો ત્યારથી મને તેમનો પરિચય થયો હતો, અને મેં તેમની યથાશક્તિ સેવા પણ કરી હતી. મારા જેવા જાત્રાળુને સંતપુરૂષની સેવાનો લાભ મળે, એથી વધારે રૂડું બીજું શું? એક વાર તેમણે મને કહ્યું કે 'બચ્ચા શિવદત્ત! સાંભળ! ગુજરાત દેશમાં બનાસ નદીને કાંઠે કોદરીયું નામનું ગામડું છે, અને ત્યાં કેદારેશ્વર મહાદેવ છે. પાલણપુર નામનું રેલ્વે સ્ટેશન છે. એ કેદરિયામાં હરગોવિંદ શુકલ નામના પવિત્ર વિપ્ર રહે છે, તેમને ત્યાં અંબાજી માતાની રૂપાની મૂર્તિ છે તે મારી છે; માટે તે મૂર્તિ તું ચૈત્રી પૂનેમની સાંજ સુધીમાં લઇ આવજે અને તેની સેવા-પૂજા કરજે.' મને આટલું કહીને તે કશું બોલ્યા નહિ. મેં કહ્યું: 'આપની આજ્ઞા પ્રમાણે કરીશ.' બીજે દિવસે સ્હવારમાં તો બાવાજી કોણ જાણે શાથી સિદ્ધાસને બેઠા બેઠા મૃત્યુ પામ્યા."

"ત્યારે એમ કહો ને કે બાવાજીએ સમાધ લીધી." શુકલજીએ કહ્યું.

"હા, એમ જ. હવે હું બાવાજીની આજ્ઞા મુજબ આપની

પાસે તેમની સેવા–પૂજા લેવા આવ્યો છું. પુનેમની સાંજ સુધીમાં અહીં પહોંચવા મેં બહુએ દોડાદોડી કરી, પણ આજે પરોઢિયે જ હું પાલણપુરને સ્ટેશને પહોંચ્યો, એટલે આટલું મોડું થયું.”

શુકલજી વિચારમાં પડી ગયા. આ અજાણ્યા બ્રાહ્મણને આવી વાત ઉપરથી એકદમ સેવા સોંપી દેવી એ તેમને ઠીક લાગ્યું નહિ. જો કે એ સેવા–પૂજા હવે ઘરમાં રાખવાનો તેમનો ઇરાદો નહોતો, તોપણ માતાજીની મૂર્તિ રૂપાની હતી અને કોઇ હરામખોર માણસ પચીસ–પચાસ તોલા રૂપાની લાલચે કદાચ કપટ રમતો હોય એ તેમને બનવાજોગ લાગ્યું, એટલે શુકલજીએ કહ્યુંઃ “ભાઇ! તમે કહો તે ખરૂં હશે, પણ બાવાજી તો મને એમ કહીને ગયા છે કે જો પોતે ચૈત્રી પુનેમની સાંજસુધીમાં ન આવે તો એ મૂર્તિ મારી પોતાની થાય, એટલે હું તમને આવી વાત ઉપરથી મૂર્તિ કેમ આપી દઉં?”

શિવદત્તે શુકલજીને સમજાવવા માંડ્યું: “માતાજીની સેવા–પૂજા કરવી એ તો ધરમની વાત છે. સેવા–પૂજા એ કાંઈ મિલકત નથી; છતાં મૂર્તિ રૂપાની છે અને એટલા ખાતર તમને એમ લાગતું હોય કે આ તમારી થએલી મૂર્તિ બીજાને કેમ દઈ દેવાય? તો શુકલજી! હું આપને ખુશીથી સો રૂપિયા આપીશ, પછી શો વાંધો છે? આપને ત્યાં માતાજીની સેવા–પૂજા થાય છે, તેવી મારે ત્યાં થશે.”

પોતાને અળખામણી થઈ પડેલી સેવા આ બ્રાહ્મણ સો રૂપિયા આપીને લઈ જવા ઇચ્છે છે, તે શુકલજીને બહુ નવાઈ જેવું લાગ્યું. તે વિચારમાં પડી ગયા અને કશું બોલ્યા નહિ. શિવદત્ત બોલ્યોઃ “જુઓને શુકલજી! મને તો એ પરમ જોગીશ્વર જેવા બાવાજીએ આજ્ઞા કરી તેટલા જ ખાતર મારૂં

મન આ પૂજા મારે ત્યાં રાખવા તલસી રહ્યું છે. આપને સો રૂપિયાથી સંતોષ ન થતો હોય તો હું બસો આપીશ–અઢીસો આપીશ, પણ આપ એક વાર મૂર્તિ આપવાની હા કહો, એટલે મને સંતોષ થાય."

શુકલજીનું આશ્ચર્ય વધવા લાગ્યું. તેમણે હવે આનાકાની શરૂ કરી: "એમ બને નહિ. મારી થયેલી મૂર્તિ હું તમને કેમ આપું ?"

"પણ તમે સેવા–પૂજા કરો, તેમ હું કરીશ. તમને એ મૂર્તિ તમારે ઘેર રાખવામાં વિશેષ લાભ શો છે? તમને પૈસાનો લોભ રહેતો હોય તો તમને પાંચસો રૂપિયા સુધી આપવામાં પણ મને વાંધો નથી." શિવદત્તે મૂર્તિ મેળવવાના આગ્રહથી કહ્યું.

"ઠીક છે, આપણે જમી લઈએ. પછી વિચાર કરીશું." શુકલજીએ જવાબ આપ્યો.

શિવદત્તે સ્નાનાદિ નિત્યકર્મથી પરવારીને ભોજન કર્યું. બપોરે શુકલજીએ પોતાના પુત્ર સાથે મસલત કરી અને મસલતને અંતે પિતા–પુત્રે નિશ્ચય કર્યો કે મૂર્તિમાં કાંઇ ભેદ હોવો જોઇએ, માટે તે થોડા મૂલ્યમાં જતી કરવી નહિ. શુકલજીએ હવે શિવદત્તને સંભળાવી દીધું કે મૂર્તિ આપવાની પોતાની ઇચ્છા નથી. શિવદત્ત નિરાશ થઈ ગયો. કેટલીક વારે તેણે પૂછ્યું: "તમારે વધુ પૈસા જોઇએ છે કે બીજું કાંઈ કારણ છે ?"

"તમે વધુમાં વધુ કેટલા પૈસા આપો ?"

"હું તો હજાર રૂપિયા સુધી પણ આપી શકું."

"ના, એટલામાં નહિ બને."

હવે શિવદત્તે બીજી દરખાસ્ત કરી: "ત્યારે સાંભળો શુકલજી ! હું એક બીજી વાત કરું. એ માતાજીની મૂર્તિની પૂજા આપ મને

એક કલાક સુધી એકાંતમાં કરવા દો, હું આપને બસો રૂપિયા આપું."

શુકલજીએ મનમાં વિચાર્યું: "હંઅ! જરૂર, મૂર્તિમાં કાંઈ ભેદ હોવો જોઇએ કિંવા ચમત્કાર હોવો જોઇએ; અને એ ચમત્કાર બાવાજીએ મરતાં મરતાં આ બ્રાહ્મણને કહ્યો હોવો જોઇએ."

શુકલજીએ હવે એ માટે પણ આનાકાની કરવા માંડી. છેવટે એવું ઠર્યું કે શુકલજીના ઘરના ઓરડામાં શિવદત્ત માતાજીની મૂર્તિની પૂજા કરે, ઓરડાનાં બારણાં શિવદત્ત બંધ કરે, અને એવી રીતે એક કલાક સુધી પૂજા કર્યા પછી શિવદત્ત મૂર્તિ શુકલજીને પાછી સોંપે અને પૂજા બદલ રૂ. ૫૦૧ રોકડા શુકલજીને આપે.

(૪)

પહેલાં શુકલજીએ શિવદત્ત પાસેથી રૂપિયા ગણી લીધા અને પછી તેને ઓરડામાં પૂજા કરવા માટે પેસવા દીધો. શિવદત્તે ઓરડાનાં દ્વાર બંધ કર્યાં, અને મૂર્તિને એક ગોખલામાં પધરાવી હતી તે ઉપાડીને ઓરડાની વચમાં લઈને બેઠો. શુકલજી અને તેમનો પુત્ર બારણાની તીરાડોમાંથી શિવદત્તની બધી ચેષ્ટા છાનામાના જોવા લાગ્યા.

શિવદત્તે માતાજીના પગની પાસે પેલા અક્ષરો કોતરેલા હતા તે વાંચ્યા: "માથું વાઢે તે માલ કાઢે." શિવદત્તના મુખ પર ખુશાલી પ્રસરી. પછી તેણે આસપાસ નજર કરીને મૂર્તિનું મસ્તક પકડ્યું અને જાણે તે કોઈ પેચવાળી બાટલી ઉઘાડતો હોય તેમ મસ્તક ફેરવવા લાગ્યો. થોડીવારમાં મૂર્તિનું મસ્તક ધડથી જુદું પડી ગયું. પછી તેણે મૂર્તિની અંદરના ભાગમાંથી એક

નાની લાંબી થેલી ખેંચી કાઢી. જાડા કપડાની તે થેલી હતી. તેણે થેલીના મ્હોં ઉપરનો બંધ છોડયો અને થેલીમાંથી કંઈક ખેંચ્યું! તત્ક્ષણ આબદાર મોતીની એક લાંબી માળા નીકળી પડી! પછી થેલીને ઊંધી રાખીને ખંખેરતાં તેમાંથી બે પડીકાં નીકળ્યાં! પડીકાં ઉખેળીને જોતાં તેમાંના એકમાં ચાર હીરા દેખાયા અને બીજામાંથી ત્રણ છૂટાં મોટાં પાણીદાર મોતી નીકળ્યાં!

શુકલજી અને તેમનો પુત્ર બહાર ઊભા ઊભા આ બધું જોઈને ચકભમ બની ગયા. "માથું વાઢે તે માલ કાઢે" એ શબ્દોનો સાચો મર્મ હવે તેમને સમજાયો કે જે એ મૂર્તિનું માથું વાઢે તેને કીમતી માલ મળે! બેઉની દાનત ચસકી–બેઉની દાનત ફરી!

શિવદત્તે એ થેલીમાં પાછી બધી વસ્તુઓ નાંખી દીધી અને થેલીનું મ્હોં બાંધીને તેને કમરે ચડાવી દીધી. મૂર્તિનું છૂટું પાડેલું મસ્તક પાછું તેણે બંધ કરી દીધું એટલે મૂર્તિ હતી તેવી થઈગઈ. મૂર્તિને પાછી તેને સ્થાનકે મૂકી દઇને તે કલાકને બદલે અર્ધા કલાકમાં જ બારણું ઉઘાડી ઓરડીમાંથી બહાર નીકળ્યો.

પણ તત્ક્ષણ પિતા–પુત્રે શિવદત્તના બેઉ હાથ પકડયા. "એમ નહિ જવાય, મહારાજ! તમારા રૂપિયા જોઈતા હોય તો પાછા લ્યો, પણ પેલી થેલી કાઢી નાંખો!" શુકલજીએ શિવદત્તને સંભળાવ્યું.

હવે શિવદત્ત વીફર્યો અને રાતો–પીળો થતો બોલ્યો: "શુકલજી! જરા સભ્યતાથી વાત કરો! મારો ને તમારો કરાર શો? તમારી મૂર્તિ તમને પાછી આપી; હવે મારા ઉપર તમારો કશો અધિકાર નથી."

"પણ મૂર્તિ તમને પૂજા કરવા માટે આપી હતી, કાંઈ તેમાંથી મોતી ને હીરા ચોરી લેવા માટે નહિ, સમજ્યા? માટે ઝટપટ કાઢી નાંખો, અને આ તમારા રૂપિયા લઈને માર્ગે પડો."

"એમ હું તમારાથી ગાંજ્યો નહિ જઉં. હું ખાઈશ નહિ, તો ઢોળી નાંખીશ; પણ તમારા હાથમાં કશું નહિ આવવા દઉં. હું મારવાડનો બ્રાહ્મણ છું. બાવાજી પાસેથી જ મૂર્તિનો ભેદ પારખીને હું આવ્યો છું. જો તમે મારી પાસેથી બધું પડાવી લેશો તો આ બીનવારસી મૂર્તિની વાત હું સરકારમાં જાહેર કરીશ, અને સરકાર તમારી પાસેથી બધું પડાવી લેશે; માટે આ લોભ છોડો, નહિતો ખરાબ થશો." શિવદત્તે આંખ ફેરવીને વાત કરવા માંડી.

શુકલજી જરા ઠંડા પડ્યા અને બોલ્યા: "એમ આકળા ન થાઓ, શિવદત્ત મહારાજ! માલ સરકારમાં જશે, તો તમારા હાથમાં કે મારા હાથમાં કશું નહિ આવે. માટે તમારા રૂપિયા ઉપરાંત તેમાંથી તમારે બેચાર મોતીના દાણા જોઈતા હોય તો લઈ જાઓ, પણ બીજું બધું મને સોંપી દો."

"એટલામાં મારૂં શું વળે? આ તો દશ-બાર હજારનો માલ છે. એ મરી ગએલા બાવાજી તો દક્ષિણના ધનવાન વેપારી હતા, અને પોતાને કંઈ સંતાન નહિ હોવાથી પોતાની પાસેનું બધું ઝવેરાત આ મૂર્તિમાં છુપાવીને બાવા વેશે ફરતા હતા. આ કીંમતી માલ શું હું તમને નજીવા બદલામાં આપી દઉં?"

હવે ભાંજગડ ચાલી. સાંજસુધી વાટાઘાટ થઈ અને શિવદત્તે માંગ્યું કે તેમાંથી એક હીરો, એક મોતી અને ત્રણ હજાર રૂપિયા રોકડા શુકલજી પોતાને આપે, તો પોતે બાકીનું

બધું અહીં મૂકીને ચાલ્યો જાય. મધરાત થઈ ત્યાંસુધી શુકલજી એક હજાર રૂપિયા રોકડા આપવા કબૂલ થયા, પણ શિવદત્ત એટલાથી સમજે તેમ નહોતું. પ્રભાત થતાં જ ગામના ફોજદાર પાસે જઇને બધી વાત જાહેર કરવા તે તૈયાર થયો હતો. પરોઢ થતાં છેવટે શુકલજીએ શિવદત્તને પંદરસો રૂપિયા રોકડા, એક હીરો અને એક મોતી આપવાનું કબૂલી તેને સમજાવ્યો. શુકલજીના ઘરમાં રૂપિયા હજારેક હતા. બીજા પાંચસો ગામના વાણિયાને ત્યાંથી ઉછીના લાવી આપીને શિવદત્તને તેમણે સંતુષ્ટ કર્યો; એટલે શિવદત્તે પેલી થેલી કાઢી અને તેમાંથી એક હીરો તથા એક મોતી કરાર મુજબ લઈને તે પરોઢના અંધારામાં જ ચાલતો થયો. કદાચ તે ફોજદાર પાસે ન જાય તેટલા માટે શુકલજી તેને ગામના પાધરથી એક ગાઉ દૂર સુધી વળોટાવીને ઘેર પાછા ફર્યા. "માથું વાઢે તે માલ કાઢે" એ શબ્દો તેમના મગજમાં ઘૂમતા જ હતા અને તેમના મુખમાં આનંદનું હાસ્ય ફરકતું હતું.

ત્રણ–ચાર દિવસ જાય, ગામમાં કોઈને શંકા ન આવે તેવું વાતાવરણ પ્રસરે, એટલે પેલાં છૂટાં મોતી અને હીરા પાલણપુરના ઝવેરી પાસે કિંમત અંકાવવા માટે લઈ જવાનો શુકલજીએ પોતાના મનથી ઠરાવ કર્યો.

(૫)

ત્રણેક દિવસ ગયા, એટલે શુકલજીનો એક ભાણેજ શંકરલાલ સિદ્ધપુરથી તેમને ત્યાં આવ્યો. શંકરલાલ શોકાતુર થઈ ગએલો દેખાતો હતો, ત્યારે શુકલજી આનંદમાં હતા. ભોજન કર્યા બાદ શંકરલાલે મામા પાસે વાત કાઢી: "મામા, હું એક હજાર રૂપિયા તમારી પાસે ઉછીના લેવા આવ્યો છું."

"એકદમ એટલી મોટી રકમના શી જરૂર પડી?"

"જોઇએ છે; એક વેપારના કામમાં જોઇએ છે."

"શું કાંઈ વેપારમાં ખોટ ગઈ છે?"

"હા, એવું જ કાંઈક છે."

"એવું જ કાંઈક એટલે શું? તારી જજમાનવૃત્તિ સારી છે, ને વેપારને નાદે તું ક્યાંથી ચડ્યો? દિલ ખોલીને પૂરી વાત તો કર." શુકલજીએ ઠપકાભરી આંખે કહ્યું.

"મામા! હું એક કામમાં ફસાઈ ગયો છું. એક બાવો મને સાત-આઠ મહિના પહેલાં રૂપાની એક ગણપતિની મૂર્તિ પૂજા માટે સોંપી ગયો હતો અને પોતે જાત્રા કરવા ગયો હતો. નીમેલી મુદતે બાવો આછો આવ્યો નહિ, પણ એક મારવાડી બ્રાહ્મણ આવ્યો અને તેણે મૂર્તિ માગતાં કહ્યું કે બાવાજી મરી ગયા છે અને મરતાં મરતાં એ મૂર્તિ મને લેવાનું કહી ગયા છે. મેં મૂર્તિ આપવાની ના કહી એટલે તે મને મૂર્તિના બદલામાં થોડે થોડે એક હજાર રૂપિયા આપવા કબૂલ થયો."

શુકલજીએ ચમકીને પૂછ્યું: "એ મૂર્તિ ઉપર કાંઇ શબ્દો કોતર્યા હતા?"

"હા. 'માથું વાઢે તે માલ કાઢે' એમ લખેલું હતું. મેં એક હજાર રૂપિયાના બદલામાં મૂર્તિ આપવાની ના કહી પણ એક સો રૂપિયાના બદલામાં મૂર્તિની સેવા-પૂજા કરવા દેવાની હા કહી. તે એક ખૂણામાં મૂર્તિની સેવા કરવા બેઠો, પણ સેવાને બદલે તેણે મૂર્તિનું મસ્તક ધડથી છૂટું કર્યું; ને અંદરથી એક નાની થેલી કાઢી. થેલીમાં હીરા, માણેક ને મોતી હતાં. મેં તેને થેલી લઇ જવા ન દીધી પણ તેણે મને બધો માલ કોરટમાં રજુ કરવાની ધમકી આપી, એટલે મેં તેને બે હજાર

રૂપિયા આપીને રજા આપી ને બધો માલ રાખી લીધો. એમાંના એક હજાર રૂપિયા તો મેં ગામમાંથી વ્યાજે લાવીને આપ્યા."

શુક્લજીને ગભરામણ થવા લાગી. તેમણે પૂછયું: "કેટલા દિવસ પહેલાંની આ વાત છે?"

"પાંચ દિવસ પહેલાંની."

"હં, પછી?"

"પછી એ હીરા, માણેક અને મોતી હું ઝવેરી પાસે વેચવા લઈ ગયો, તો તેણે કહ્યું કે એ બધો ખોટો માલ છે! સાચા-ખોટા હીરા-મોતીની મને પારખ નહિ, એટલે હું એવી રીતે ફસાઈ ગયો છું અને કરજદાર થયો છું."

"હેં, હેં, હેં!" શુક્લજી બેભાન જેવા થઇ ગયા.

હવે કહેવાની જરૂર નથી કે મામો અને ભાણેજ એક બીજાની સામે બેસીને આંસુ વરસાવી રહ્યા હતા અને શિવદત્ત બ્રાહ્મણ તથા કૈલાસગીર બાવો મથુરાના પંડયાજી બનીને જાત્રાળુઓનાં ખિસ્સાં કાતરવાની પેરવીમાં પડ્યા હતા.

## સમાપ્ત

સને ૧૯૦૪માં એમની ૧૭ વરસની ઉમરે એમની પહેલી નવલકથા વિમળા પ્રકટ થયેલી. ત્યાર પછી સામાજિક અને ઐતિહાસિક નવલકથાઓ એમની કલમે સતત આપ્યા જ કરી છે. એ રીતે એમણે 'સોમનાથનું શિવલિંગ', 'પાટણની પડતીનો પ્રસ્તાવ' વિ૦થી શરૂ કરી તાજેતરમાં અતિપ્રસિદ્ધ બનેલી કર્મયોગી રાજેશ્વર, રાજહત્યા, અવન્તીનાથ વિ૦ આપી છે, ને પાછલી કૃતિઓમાં એમની પ્રતિભા ઘણી જ સુંદર રીતે ઝળકી ઊઠી છે. સામાજિક તથા અદ્‌ભુત નવલો તરીકે એમની 'લતા અને લલિતા' તથા 'જ્યોત અને જ્વાળા' વિગેરે કૃતિઓ ગુજરાતમાં ઘણી લોકપ્રિય થવા પામી છે. 'નોકરીનો ઉમેદવાર' નામની એમની કૃતિ પરથી 'કેશવકાન્ત બી. એ.' નામનું ચિત્રપટ પણ રૂપેરી પડદા પર ચમક્યું હતું.

જવાબદાર, કર્તવ્યનિષ્ઠ, અને મૌલિક સંયોજન શક્તિવાળા પત્રકાર તરીકે તેમણે ખૂબ જ નામના મેળવી છે, અને તેમની એ શક્તિઓનો આવિષ્કાર 'પ્રજાબંધુ'માં નજરે પડે છે. એમનું ધીરગંભીર વિવેચન 'સાહિત્યચર્ચાનું સૂક્ષ્માવલોકન' તેમની સમાલોચનાઓ દ્વારા ગુજરાતે માણ્યું છે, અને ગુજરાત સાહિત્ય સભાએ સને ૧૯૩૦–૩૧નું ગ્રંથવિવેચન એમની પાસે કરાવેલું તે પણ એમની ઊંડી તુલનાશક્તિની પ્રતીતિરૂપ છે. ગુજરાતે ઐતિહાસિક નવલકથાઓ માટે સને ૧૯૩૭નો રણજીત સુવર્ણ ચન્દ્રક એમને આપી એમની વિદ્વત્તાની કદર કરી છે. વળી સને ૧૯૪૧માં ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પત્રકારિત્વ વિભાગના પ્રમુખપદે એમને સ્થાપીને ગુજરાતે પોતાની ગુણજ્ઞતા દાખવી છે.

કશા ઉહાપોહ વગર, નિરભિમાનપણે, અને શાન્તિથી તેઓ સાહિત્યની ઉપાસના કર્યે જાય છે.

ફુલકાર નામની એક નાની ચોપડીને બાદ કરીએ તો તેમની ટૂંકી વાતોનો આ સંગ્રહ પહેલો જ છે ને એ ક્ષેત્રમાં પણ કેવું રમ્ય સર્જન તેઓ કરી શકે છે તેના નમૂના રૂપ છે.



